પ્રકાશક :—

જમનાદાસ ચુનીલાલ જીનવાલા.

પ્રમુખ :-

ભક્ત કવિવર શ્રીદયારામ સ્મારક સમિતિ

ડભોઇ.

પ્રથમ મુદ્રણ.

રસિક—ભક્ત—કવિ—સમ્રાટ્

શ્રીદયારામભાઇની ૧૬૫ મી જન્મ જયંતી

સં. ૧૯૯૮ ભાદરવા સુદ ૧૨ તા. ૨૧—૯—૪૨

॥ શ્રીકૃષ્ણ: ॥

" પાઓ પ્રેમરસ પ્રાણજીવનરે, દીન થઈ જાચું રે "

શ્રીદયારામ સ્મારક ગ્રંથમાળા

[ મણકો ૧ લો ]

# શ્રી દયારામ સાગર લ્હેરી



રસિક ભક્ત કવિ શ્રીદયારામભાઇ.

સંપાદક :-

[illegible] શ્રીદયારામભાઈના પટ્ટ શિષ્ય પ્રપૌત્ર,

[illegible]

॥ श्रीकृष्णः ॥

# "પ્રકાશકના બે બોલ"

રસિક ભક્ત કવિ શિરોમણિ **શ્રીદયારામભાઇએ** ડભોઇને પાવન કર્યું છે. ભક્તિરસથી રેલાતી કાવ્ય સરિતાનો દિવ્ય પ્રવાહ હજુ સુધી ડભોઇમાં વહ્યાજ કરે છે.

રસિક ભક્ત કવિવર્ય **શ્રીદયારામભાઇનું** સ્મારક કરવા ડભોઇની જનતાએ નિશ્ચય કર્યો છે. એ નિશ્ચયને પાર પાડવો ઇશ્વરના હાથમાં છે. એમણા સ્મારકની રૂપરેખા સમિતિએ નીચે પ્રમાણે આંકી છે.

(૧) હાલના પ્રયાસના અંગે જે નાણાં કબુલ થયાં છે અને હવે પછી જે ભેગાં થાય તેનાથી ડભોઇમાં "**શ્રીદયારામ-સ્મારક-મન્દિર**" કરવું. પછી તે ભલે ભવ્ય હોય કે નાનું હોય! **શ્રીદયારામભાઇ** તરફ અને એમણા સાહિત્ય તરફ સહજ આકર્ષણ થાય તેવું હોવું જોઇએ. એમણા હસ્તાક્ષર, પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ ગ્રંથો, એમણી બહાર પડેલી છબીઓ, પ્રતિમા-વગેરે હોવાં જોઇએ.

(૨) અપ્રકટ સાહિત્યને દરવર્ષે બની શકે તેટલું ટીકા ને અઘરા શબ્દોના અર્થો સાથે છપાવવું. અશુદ્ધ છપાએલા સાહિત્યને શુદ્ધ કરી સટીક છપાવવુ.

તનુજા ને વિત્તજા સેવા કરનાર બન્ને વર્ગોનો સુમેળ થાય તો સ્મારકને સારો વેગ મળે. શ્રીમંતો, જીજ્ઞાસુઓ, ભાવુકો આ ભાવના કેળવે-પોષે ને પગભર બનાવે.

તા. ૨૧-૯-૪૨.<br>ભાદરવા સુદી ૧૨.<br>સોમવાર, ૧૯૯૮.

**જમનાદાસ ચુનીલાલ જીનવાળા,**<br>પ્રમુખ;<br>ભક્ત કવિ **શ્રીદયારામ**-સ્મારક-સમિતિ.

॥ श्रीवल्लभः ॥

## "સંગ્રાહકની પ્રસ્તાવના"

એક એક સાહિત્ય-રસિકોના હૃદયને હળવે હળવે ડોલાવનાર, એ
એક ગુજરાતીઓના અંતરને થનગન થનગન નચાવનાર, માનવન્ત
મહિલાઓના હૃદયને સોંસરાં વીંધી નાખનાર, ગુણિયલ ગુજરાતણોના
મધુર મુખડે મ્હેકનાર, ગુર્જર-સાહિત્યની કુંજે કુંજે મંજુલ મુરલીને
મનોહર સ્વર સુણાવનાર-**શ્રીદયારામભાઈના** રસબસતા-સાહિત્ય-
સાગરે કોઈ મધુરી લ્હેરોએ લ્હેરીઆં લેતું સાહિત્ય, સાહિત્ય-રસિક
જનતાને ખોળે ધરતાં આનન્દે ઉર ઊભરાય એ સ્વાભાવિક છે.

નાની પુસ્તિકાઓને કાંઈ ને કાંઈ નામ આપવામાં આવે છે. એને
નનામી રાખવામાં આવતી નથી. નનામી રાખવાથી પુસ્તિકાનો હેતુ પાર
પડતો નથી. "**શ્રીદયારામભાઈનું** સાહિત્ય સાગર જેટલું ને પુસ્તિ-
કામાં આવેલું માત્ર ગણીગાંઠી બે ત્રણ લ્હેરો જેટલું"—આ બે વસ્તુ
ખાસ ધ્યાનમાં આવવાથી પુસ્તિકાનું નામ "**શ્રીદયારામ-સાગર-
લ્હેરી**" આપોઆપ પડી ગયું "**શ્રીદયારામ-સાગર-લ્હેરી**"
"**શ્રીદયારામ-સ્મારક-ગ્રંથ-માલાના**" પહેલા મણકા રૂપે
જનસમાજના ખોળે ધરતાં ઘણોજ આનન્દ થાય છે. સાહિત્ય-રસિક-
જનતા આ મણકાને વધાવી લેશે "**શ્રી દયારામ-સ્મારક-ગ્રંથ-
માલાના**" બીજા મણકાઓ બહાર પાડવામાં મદદ કરશે એજ આશા.

જુદા જુદા વિષયોને સચોટ સ્પર્શતી, એની સાંગોપાંગ છણવટ
કરતી રંગ બે રંગી લ્હેરોને સ્થાન આપવામાં આવ્યું છે. સ્થાન આપતી
વખતે કેટલીક લ્હેરોએ તો પડાપડી કરી મૂકી હતી. કયી લ્હેરને સ્થાન
આપવું ને કોને ન આપવું એ પ્રશ્ન વિકટ થઈ પડયો હતો એ વસમા
પ્રશ્ને મગજને થકવી નાખ્યું. એ પ્રશ્નની પતાવટમાં કેટલીકને સ્થાન
મળ્યું ને કેટલીકને માટે મુદત પડી. મુદત પડી એટલે કામ નિકળવાનું

સ્થાન મળવાનું જ. ભાતભાતની લ્હેરો જરૂર આનન્દ આપશેજ. વાચકોની સવલત ખાતર અઘરા શબ્દોના અર્થો આપવામાં આવ્યા છે. હવે પછી જે જે મણકાઓ બહાર પડશે તે ટીકાને અર્થોસાથે બહાર પડશે. પ્રકાશન માટે સમિતિ ધન્યવાદને પાત્ર છે. આવક જાવકનો હિસાબ સમિતિ પાસે રહેશે.

(૬) પરમ ભગવદીય કવિવર **શ્રી દયારામભાઇનું** પૂજ્ય ગુરૂદેવ **શ્રી ઇચ્છારામજી મહારાજ** (રાજનગરવાળા) સાથેનું ત્રિરંગી ચિત્રજી મૂકવામાં આવ્યું છે. **શ્રી દયારામભાઈ** પ્રત્યે ભાવ, પ્રેમ ને માનની લાગણી ધરાવનાર સૌ કોઇને ગમશેજ.

## "મંગલાચરણ"

પુસ્તિકાની શરૂઆત મંગલાચરણથી થાય છે. મંગલાચરણ એ કોઇ અનેરી લ્હેર છે. એ નાની સરિખડી રસભરી લ્હેરમાં જે મધુરો આનન્દ માણી શકાય છે તે કેટલીક વખત મોટી મોટી લ્હેરોમાં નથી માણી શકાતો. આ લ્હેર **શ્રીદયારામભાઇના** ગોપી–હૃદયની ચાવી–રૂપ છે. જેને એમણા ગોપી હૃદયને સારી પેઠે ઓળખવું હોય તેણે આ લ્હેર બરાબર સમજવી જોઇએ. પરબ્રહ્મ–પૂર્ણપુરૂષોત્તમ–**શ્રીકૃષ્ણ**–ચન્દ્ર કરતાં શ્રીમદ્ ગુરુદેવ–**શ્રીમદ્–વલ્લભાધીશના** ચરણકમલનો પ્રતાપ અગાધ છે એમ બતાવી એમના ચરણારવિંદમાં ભાવપૂર્વક નમન કરવાથી ઇચ્છેલી એકે એક વસ્તુ મળશેજ એજ આપની અનોખી આસ્થા છે, એજ આપનું ભાવભર્યું મન્તવ્ય છે.

## "શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત–વાદ"

"શુદ્ધાદ્વૈત–સિદ્ધાન્ત" ને સચોટ સમજાવતી રસબસતી લ્હેરને યોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે. આ લ્હેર મોટી છે. એની અંદર નાની નાની લ્હેરોનો મીઠો અનુભવ થાય છે. તે વખતે **શ્રી દયારામભાઈના** ચરણકમલમાં ભાવભર્યા ભાવથી મસ્તક સહસા ઢળી પડે છે. સમજાવવાની શૈલી સરળ, મનોહર ને રસવાહી છે. દૃષ્ટાંતો ને

હદ કરી નાખે છે. શ્રીમદાચાર્ય ચરણના સ્વરૂપને સચોટ સમજા છે. બ્રહ્મની કૉર્ટમાં એક એક સિદ્ધાન્તના બેરીસ્ટરોની વચ્ચે "શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત" નું અચ્છું દિગ્દર્શન કરાવતી વખતે, સિદ્ધાન્ત–સમજાવ વખતે જરાએ અચકાતા નથી, એક પછી એક દલીલો ને દૃષ્ટાંતો મૂક સિદ્ધાન્તનું સમર્થન કરે છે. બ્રહ્મની કૉર્ટે માન્ય રાખેલાં ને બેરીસ્ટરોએ ઉપયોગમાં લીધેલાં "**પ્રસ્થાન ચતુષ્ટયનાં**" (વેદ, ગીતા, બ્રહ્મ–સૂત્ર ને શ્રીમદ્ ભાગવત) પ્રમાણો ટાંકી સિદ્ધાન્તને મૂળથીજ મજબુત બનાવે છે. બ્રહ્મ, અક્ષરબ્રહ્મ, ત્રિગુણાત્મક બ્રહ્મ, જગત્ વગેરેને સુન્દર રીતે સમજાવે છે. અક્ષરબ્રહ્મ બ્રહ્મનું ધામ છે. ધામી ધામથી જુદા છે. બ્રહ્મ ત્રણ ગુણથી પર છે. ત્રિગુણાત્મક–બ્રહ્મ–બ્રહ્મની ઇચ્છા પ્રમાણે વર્તે છે. જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને લય બ્રહ્મની ઇચ્છાથીજ બ્રહ્મા–વિષ્ણુ ને મહેશથી થાય છે. વધુ સમજવા માટે "વારી જાઉં રે નાગર નટુવા" એ પદ વાંચવું. બ્રહ્મ સત્ય છે. બ્રહ્મ જગતનું કારણ છે. કારણ સત્ય છે. તેથી કાર્ય સત્ય છે. તેથી જગત્ સત્ય છે. જીવે કલ્પેલો અહંતા મમતા રુપી સંસાર મિથ્યા છે. ગાય જુદા જુદા પ્રકારનું ઘાસ ખાઇ તેમાંથી રસ ખેંચી દૂધ આપે છે. દહીં, છાશ, માખણ, ઘી વગેરે પદાર્થો "ગર– બને છે. એમનાં નામો જુદાં હોય છે. એમનું રુપ નિરાળું હરિ" એમના સ્વાદમાં ફેર પડે છે. તત્ત્વે કરીને એકજ છે. નામરુપથી ભેદ પે બ્રહ્મ નટુવો છે. જગત્ નાટકશાળા છે. નટુવો જેમ જુદા જુદા વેષધરી રંગભૂમિ પર જુદા જુદા ભાગ ભજવે છે તેમ બ્રહ્મ જગતમાં જુદા જુદ સ્વરૂપે રમણ કરે છે. જગત્ બ્રહ્મનું ક્રીડાભાંડ છે. બ્રહ્મ સર્વના ઉપાસ્ય છે. બ્રહ્મ અનન્ત શક્તિવાળું છે. પ્રકૃતિ–પુરૂષ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે. ખંડિયા રાજા ચક્રવર્તિ રાજાને વશ રહે છે. બ્રહ્મ ચક્રવર્તિ રાજા છે. બીજા બધા ખંડિયા રાજા છે. જ્યાં જુઓ ત્યાં બ્રહ્મની સત્તા પ્રસરેલી છે. બધાની દોરી બ્રહ્મના હાથમાં છે. **શ્રીહરિ, શ્રીમદ્ ગુરૂદેવ ને ભગવદીય** એ ત્રણે એકજ સ્વરૂપ છે. ફક્ત નામજ જુદાં છે. "તાદ્દશી જન તેને જાણીએ" એ પદમાં ઉત્તમ ભગવદીયનાં લક્ષણો બતાવ્યાં છે. તે

જેમનામાં હોય તેમનેજ શ્રીહરિ બરાબર જાણવા, વેદને ભાગવતથી પશુની પેઠે પેટ ભરવું નહિ. પરબ્રહ્મના સ્વરૂપનું સતત અનુસંધાન રહે તે માટે વાંચન ને મનન રાખવું.

## "શિક્ષા."

"મૂર્ખલક્ષણાવલિ"માં શિક્ષાઓનો આરો નથી. ધાર્મિક-સામાજીક શિખામણ આપતાં આપતાં "જનતાએ શું કરવું?" એ પ્રશ્નને સાંગોપાંગ છણી કોઇ અજોડ ચાવી જનતા સમક્ષ રજુ કરે છે. ચાવીનો ખરો ઉપયોગ કરવો એ કોઈ વિરલાનું કામ છે. જો ચાવીને બરાબર બેસાડતાં ન આવડે તો તિજોરી ઊઘાડનારનાં કાંડાં કપાઈ જવાનો પૂરો સંભવ હોય છે. મોજશોખ ને એશઆરામ ભોગવવો નહિ. (જુઓ કવિત ૨). યમને દ્વારે જવાની તૈયારિ કરતા વૃદ્ધને તેના શરીરનો રંગઢંગ બતાવી તેના મનના મનોરથોને ફિટકારે છે. (જુઓ કવિત ૫) દરેકે દરેક વસ્તુ જાણતા હોઇએ, એકેએક વિદ્યામાં પારંગત હોઇએ પણ શ્રીહરિને ન ઓળખતા હોઇએ તો? **"દયાના પ્રિતમ વિના રાંડીને રોવાય છે."** "**अहं ब्रह्मास्मि**"માં માનનારા "બ્રહ્માનન્દનો" આનંદ માણી શકતા નથી. **તેમનું જીવન છતે ધણીએ રંડાપો ભોગવતી સ્ત્રીના જેવું છે.**

## "નિવાસ."

પરમ ભગવદીય કવિવર **શ્રીદયારામભાઇનો** અલૌકિક દેહ ક્યાં હંમેશાં વાસો કરીને રહે છે?. "સર્વોપરિ ધામ હમારા હૈ. જ્યાં ખેલત નટવર પ્યારા હૈ" એ પદ પ્રશ્નનો બરાબર જવાબ આપે છે. **શ્રીદયારામભાઇનું** ધામ સર્વોત્તમ છે. જુગલ કિશોર થનક થનક થેઇકાર કરી રહ્યાં છે. શિવ-બ્રહ્માદિનો ત્યાં પ્રવેશ નથી. **શ્રીદયારામ-ભાઇના** પ્રિતમ-પૂર્ણ પુરૂષોત્તમ **શ્રી કૃષ્ણચંદ્રજી પરૂષ છે.** બીજાં બધાં **શ્રીગોપી જનો** છે

## "પ્રભુનો વાસ ક્યાં ?"

મહા ગુજરાતના રસસિદ્ધ–કવિ–સમ્રાટ્, ભજનીય ભક્તવર્ય શ્રીદયારામભાઇનું "નિશ્ચેના મ્હેલવાળું" પદ એમના અમર પદોમાંનું એક છે. એમાં શીલસુરીની અવનવી ગૂંચવણીઓનો સ્પષ્ટ ઉકેલ છે, શ્રીહરિના રસબસતા રસસ્વરૂપના રસદર્શન માટે તલસતા રસાત્મા વાસ્તે સરળ ને ધોરી રસ્તાનું આબેહૂબ વર્ણન છે. શુદ્ધાદ્વૈત-સમ્પ્રદાયના મહામોંઘેરા નવનીતનું ભાવભરી વાણીમાં સચોટ આલેખન છે, કૃપામાર્ગના ભાવાત્મક સ્વરૂપનું ભાવભરી વાણીમાં અચૂક ઓળખાણ છે, પ્રભુપન્થે પ્રયાણ કરતા રસાત્માની એકેએક જીજ્ઞાસાઓનો, એકેએક આંટી ઘુંટીઓનો, અવનવો ઉકેલ છે, ગોકુલના કામણગારા કનૈયાના સોહામણા સ્વરૂપનાં રસભર્યાં રસદર્શન માટે, શ્રીવૃન્દાવનની વિલાસવતી કુંજે કુંજે વિલાસ ભર્યો વિહાર કરતા કોટિ મન્મથ મન્મથ શ્રીમદનમોહનજીના મિલન માટે તરફડતા ભાવુક આત્માએ, "આ-જીવન" શું શું કરવું ?, કિયા કિયા રસ્તે પરવરવું ?, કેવા ભાવથી વિચરવું ?, કેવા પ્રકારનું આચરણ રાખવું ?, દઢાશ્રય કોનો રાખવો ?, વગેરેનું સચોટ સ્પષ્ટીકરણ છે.

"પૂર્ણ પુરૂષોત્તમની આરતી" ભાવુકો આરતીના સમા ભાવ ભર્યા ભાવથી હોંશભેર ગાઇ આનન્દ માણી શકે છે. ગરબીઓ તો ગુજરાતણોનો ને માનવન્તી મહિલાઓનો માનીતો ખોરાક છે. શિખામણો આપતાં પદો જનતાને આનન્દ આપશેજ. એ રીતસર પીરસવામાં આવેલા ખોરાકને અંતરે ઉભરતા ઉમંગથી આરોગી, હૃદયે ઉમટતી ઉર્મિઓથી પચાવી રસમન્દિરને રસહિંચોળે હિંચશે એજ આશા..

## "આશિર્વાદ."

"ચીરંજીયો તુમ સકલ હરિજન" આ રેખ્તો બેઠકની પૂર્ણાહુતિની ઓળખ તરિકે આશિર્વાદના સ્વરૂપમાં **શ્રીદયારામભાઇના**

સમયથીજ ગવાતો આવે છે. **શ્રીદયારામભાઈ** ભગવદ્-ભકતોને આશિર્વાદ આપે છે. ભગવદાયો નિત્ય છે. ભગવદ્-ભકતોનું મન હંમેશાં ભગવત્ સેવામાં ને ભગવન્નામ સ્મરણમાં અખંડ રહો એજ એમનો અલૌકિક આશિર્વાદ છે. પૂજ્ય પિતાશ્રી " આ રેખ્તાને " બેઠકની પૂર્ણાહુતિ વખતે ગાતા હતા. પછી આશરાના ( આશ્રયના ) પદો ગાઇ બેઠકની સમાપ્તિ કરતા.

પૂજ્ય કાકાશ્રીનાથજીભાઇના હસ્તલિખિત સંગ્રહમાંથી "**શ્રીદયારામ**-સ્મારક-ગ્રંથમાલાના" મણકામાં જે જે ગ્રંથો છાપવામાં આવશે તે તે ગ્રથોની ઓળખ તે તે મણકામાં આપવામાં આવશે

પરમ ભગવદીય કવિવર **શ્રીદયારામભાઈ** આ એમણા વ્હાલસોયા બાળક તરફ અમીરસ ઝરંતી આંખલડીએ નિહાળી કૃપા રસની ઝડીઓ અખંડ વરસાવવા, એમણા અગાધ સાહિત્યના પ્રકાશન માટે પૂરતું બળ આપવા-અંતરે ઉભરતી ઊર્મિઓથી, હૈયે ઉમટતા ઉમંગથી, પુલકિત તનુએ, મધુર મુખડે અવિરત પ્રાર્થના કરતો લેખિનીને વિશ્રામ-ઘાટના પરમ પુનિત પન્થે પ્રયાણ કરવા વિનવું છું.

(વામન દ્વાદશી.)
(ભાદરવા સુદી ૧૨,)
સોમવાર, ૧૯૯૮.
તા. ૨૧-૯-૪૨.

લેખક:-પરમ ભગવદીય કવિવર **શ્રીદયારામ**-
ભાઇના પટ-શિષ્ય-પ્રપૌત્ર,
**જોશી જીવણલાલ છગનલાલ**, એડવોકેટ.
**ડભોઈ.**

॥ શ્રીકૃષ્ણઃ ॥

# "રસિક-ભક્ત-કવિ-સમ્રાટ્ શ્રીદયારામભાઈના દિવ્ય-જીવનની આછી રૂપ રેખા"

મહાગૂજરાતના મહામોંઘેરા રસરાજવી **શ્રીદયારામભાઇનો** જન્મ સંવત્ ૧૮૩૩ ના ભાદરવા સુદી એકાદશી ઉપરાંત વામન દ્વાદશીના દિવસે ડભોઈમાં (મોસાળમાં) થયો હતો. એ ગુજરાતની ગરવી ગોપીએ અજોડ-કવિત્વ શક્તિને, અસાધારણ અવલોકન શક્તિને, અગાધ પાંડિત્યને, વિશાળ જ્ઞાનને શ્રીકૃષ્ણચન્દ્રના અખંડ ગુણગાનમાં ભાવભર્યા ભાવથી અર્પણ કરી વામનદ્વાદશીના દિવસે થએલા જન્મને સફળ બનાવ્યો હતો. માતુશ્રીનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર હતું. પિતાશ્રીનું નામ પ્રભુરામ હતું. પરમ પુનિત માતતાતે ગુજરાતના ખોળે એક અજોડ પુત્રરત્ન અર્પી અમર નામના મેળવી છે. **શ્રીદયારામભાઈએ** માતાની કૂખને દિપાવી છે. પિતાશ્રીના નામને ઉજમાળ્યું છે. માતતાતે બાલપણમાં વસમી વિદાય લીધી હતી. બાલ **દયારામભાઈ** નોંધારા બન્યા. નોંધારાના આધાર શ્રીહરિ વગર એમનું કોઈ ન્હોતું. ડભોઇમાં માસીને ત્યાં રહી, ચાણોદ-ડભોઈ આવ જા કરી રમતીઆળ બાલપણને પસાર કરતા.

**શ્રીદયારામભાઈ** સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. આપશ્રીની અટક ભટ હતી. ચાણોદ એમનું વતન હતું. ડભોઈ એમનું નિવાસ-સ્થાન હતું. ચાણોદ-ડભોઈ **શ્રીદયારામભાઈથી** ગુજરાતભરમાં મશહૂર છે, એ મશહૂર બનેલું ડભોઈ વગર ખાતાનું ઋણ ક્યારે અદા કરશે ?. સાઠોદરી ન્યાત કાંઇ કરશે ?.

ભક્તિરસે ઊભરતા હૃદયને, પ્રેમરસે મલકાતા અંતરને, આનન્દ સાગરે ઉછળતા હૈયાને, નોંધારાના આધાર શ્રીહરિની પરમ કૃપાથી, "તેનતળાવ" આગળ સાંપડેલા "**શ્રીઇચ્છારામ ભટ્ટજીના**" સોહામણા સમાગમે અનેરો ઓક આપ્યો, અજબ વેગ આપ્યો. **શ્રી ઇચ્છારામ**

વદાય એ ત્રણ [illegible]

તેને જાણીએ" એ **પદમાં ઉત્તમ** ભગવદીયનો

ભટ્ટજી સિદ્ધપુરૂષ હતા. **શ્રીનાથજી** ને **શ્રીડાકોરાધીશનો** એમને પ્રત્યક્ષ
અનુભવ હતો. એવા **શ્રીઇચ્છારામ ભટ્ટજીના** રસબસતા સમાગમથી
**શ્રીદયારામભાઈના** દિવ્ય જીવનની શરૂઆત થાય છે. એ સમાગમે
**શ્રીદયારામભાઇને** ગોકુલ-વૃન્દાવને મોકલી જુગલ-સ્વરૂપની ઝાંખી
કરાવી, હિન્દનું ત્રણવાર પર્યટણ કરાવ્યું, અગાધ જ્ઞાન આપ્યું, તરેહ
તરેહની ભાષા શિખવી, કુદરતનાં મનોહર સૌન્દર્યનાં દર્શન કરાવ્યાં.

આ બાબતની વધારે સ્પષ્ટતા **શ્રીદયારામભાઈની** વાણીમાં
મળે એ ખાસ ઇચ્છવા-જોગ છે. આ રહી તે વાણી.

**દુહો:—**

થાશ જીતેન્દ્રિય શીઘ્ર તું, પકવ થશે તવ કામ;
**શ્રીવલ્લભના** નામથી, વચ **શ્રીઇચ્છારામ** (૧)

* * *

સૌ શંકનો નિધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ટ
ભટજી મહારાજ કહાવે, ડાકોરાધીશ જેના ઇષ્ટ.
ભગવદ્ભક્ત **દયા**નિધિ, સાક્ષાત્ શ્રીજી જ્હેને;
અથઇતિ વૃત્તાંત સૌ, ભાખ્યું મેં ત્હેને.

* * *

ત્રિકાળદર્શી મહાત્માએ, દીધો આશિર્વાદ;
પૂર્વજન્મ કૃતિ મ્હારી કહી, સુણી ધરી આલ્હાદ.

* * *

વ્રજ યાત્રા કરી આવ તું, "બ્રહ્મ-સમ્બન્ધ" તુજને થાશે;
મેં કહ્યું, નથી દ્રવ્ય તેટલું, શી પેર મ્હારી થાશે ?.
કૃપાકટાક્ષે અવલોકીને, દીધી પ્રસાદી વસ્ત;
તેણે કરી મેં યાત્રા ખર્ચે ન થઇ તે અસ્ત.

* * *

પુનિત કરી તીર્થાવલિ, ત્યાં પ્રગટ પ્રભુ સમ્બન્ધ;
ભગવદીય જનની કૃપાયે, છૂટ્યા ત્યાં ભવના બન્ધ.

*

સર્વાત્મ—નિવેદન કર્યું, સર્વે સમર્પ્યું કૃષ્ણ;
આ લોક ને પરલોકની, છૂટી ગઇ સૌ તૃષ્ણ.
( ગુરૂ–શિષ્ય સંવાદ. )

**શ્રીદયારામભાઇનું** "સર્વાત્મ નિવેદન" આજના વૈષ્ણવોના જેવું મોઢા મોઢાનુ ન્હોતું, માત્ર વાણી વિલાસનું ન્હોતું; પણ કરણીનું હતુ. એકલા વિચારમાં ન્હોતું પણ આચારમાં હતું. એ ગુજરાતની ગરવી ગોપીએ શ્યામસુંદર સાંવરીઆને બધું સમર્પ્યું હતું. "સર્વ સમર્પણ **શ્રીકૃષ્ણચન્દ્રનેજ** થાય છે. શ્રીમદ્ ગુરૂદેવને થતું નથી." આ ખાસ અત્યારના યુવાનોએ સમજવા જેવું છે. શ્રીમદ્ ગુરૂદેવ માત્ર સમર્પણ કરાવનાર છે. શ્રીહરિ સમર્પણ લેનાર છે. એ ગુજરાતના ભજનીય ભકતવર્યે સર્વાત્મભાવ પૂર્વક ગોકુલના કામણગારા કનૈયાને સર્વ સમર્પ્યું હતું. આલોક ને પરલોકની બધીયે તૃષ્ણા નાશ પામી હતી. માટેજ એ ગુજરાતના કોડીલા બંસીધરે "વ્રજ વ્હાલુ રે, વૈકુંઠ નહિ આવું." છડે ચોક ગાયું હતું. વ્રજ આગળ બધું નકામું છે, નીરસ છે. **શ્રીદયારામભાઇ** જેવા સાચા ને સર્વોત્તમ વૈષ્ણવ થવું એ કાંઇ હાંસીખેલની વાત નથી !. કહેવાતા વૈષ્ણવ થવામાં શો લાભ ?. અત્યારના વૈષ્ણવોએ ધડો લેવો ઘટે. જ્યાં ત્યાં ભટકવા કરતાં એકાશ્રિત થઇને રહેવું ઘણુંજ સારૂં !. જ્યાંસુધી તૃષ્ણા રહેશે ત્યાંસુધી સર્વાત્મ નિવેદન થયું છે એમ નહિજ કહેવાય !.

**શ્રીદેવકીનંદનજી** મહારાજશ્રીએ **બાલ દયારામભાઇને** "નામ નિવેદન" મન્ત્ર આપ્યો હતો.

"**શ્રીદેવકીનંદન** સદ્દગુરૂ મ્હારા, દાની 'ધિ' અનન્તજી".

* * *

"ઇનમેં બડે "**દેવકીનન્દન**, હેં જો અતિ ઉદાર;
શીલવંત સબગુન. ભયે શ્રીરઘુનાથકુમાર. (૭૧)
રત્નગર્ભાશ્રીજાનકીકે પ્રગટે, અતિ સુખકંદ;
દાસકું મોદ આનન્દ હિત, **દેવકીનન્દન** સુચંન

અતિ સુન્દર આજાનુ ભુજ, ઉર બિશાલ કમનીય;
નયન બિશાલ છબિહુ, હરે શ્રીગોકુલકે જીય. (૭૩)

*　　*　　*

દેવકી નન્દન દેવકી નન્દન હિયો આહિ;
શ્રુતિ-શિખકે સુપંડિત, ઉપમા અન્ય નહિ જાહિ. (૮૫)

*　　*　　*

"કૃપાવંત ભયે "નામ" હૈ, કિયોં અપનો દાસ;
બાલ ભાવ બુઝયો ના તબે, હુતો નાંહિ પ્રકાશ." (૮૮)

( ભકિત વિધાન. )

તિલકાયિત **"શ્રીમદ્વલ્લભલાલજી"** મહારાજશ્રીએ "બ્રહ્મ-સમ્બન્ધ" મંત્રનો ઉપદેશ આપી **"શ્રીમદનમોહનજીનું"** સ્વરૂપ પધરાવી આપ્યુ હતું.

શ્રીવલ્લભકુળ પ્રગટીયો, શ્રીપુરૂષોત્તમનો વંશ;
આચાર્યભાનુ વૈશ્વાનર, દિવ્યાગ્નિકેરા અંશ.
તિલકાયિત શ્રીમત્સદ્‌ગુરૂ **ગોસ્વામિ વલ્લભલાલ;**
"બ્રહ્મ-વિદ્યા" દાન દેઈ, દાસને કરીઓ ન્હાલ.

*　　*　　*

**શ્રીમદનમોહનજી** પ્રગટ પ્રભુ, સેવ્ય કરી મુજ માથ;
પધરાવીયા પુષ્ટિ પ્રભુ, અનાથ કીધો સનાથ.

(ગુરૂ શિષ્ય સંવાદ)

અમદાવાદવાળા **શ્રીછોટાજી** મહારાજની અસીમ કૃપાથી "બ્રહ્મ સમ્બન્ધ" ફલોન્મુખ બન્યું હતું. શુદ્ધાદ્વૈત-સમ્પ્રદાયનું રસસિંચન, પુષ્ટિમાર્ગની અનોખી ઝીણવટ, કૃપામાર્ગનું ગૂઢ રહસ્ય, ભાવભર્યા ભાવાત્મક સ્વરૂપની સાચી સમજ, શ્રીમદ્વલ્લભાધીશના રસબસતા રસસ્વરૂપનું સચોટ ઓળખાણુ, અલૌકિક વિરહનું પ્રમાણને

સાચી

આબેહૂબ અનુભવી, કવનમાં ઉતારી શકયા હોય તો તે "શ્રીછોટાજી મહારાજની સમ્પૂર્ણ કૃપાબળથીજ.

ઇકદા ઇક બૈષ્ણવ, દીને નટબરજી દરસન
શ્રીછોટાજી પુરૂષોત્તમજી, ઝુલવત પરસન.
ઈતનેમેં મેં ગયો, દેખિ દુઉ ગોસાંઇ આયે;
ભુજગ્રેહકે લે ગયે નિકટ, પ્રભુ દરસ કરાયે
દઈ આજ્ઞા મોહિ, ઝુલાઓ પ્રભુકો ડાંડિ ગહાઇ,
તુમ અપરસહો, કૃપા હમારે મનમેં આઈ. (૫૪)
(અનુભવ મંજરી)

દશ દશ વર્ષ જેટલાં લાંબા ગાળાના ત્રણવારના હિન્દના પર્યટણમાં આપશ્રીની સારીયે યુવાવસ્થા પસાર થઇ હતી. અસાધારણ અવલોકન-શક્તિ, અજોડ કવિત્વ શક્તિ, અગાધ પાંડિત્ય, અદ્વિતીય સંગીત-નૈપુણ્ય વિધવિધ ભાષામાં ભાવભર્યું, રસભર્યું, દર્દભર્યું સાહિત્ય-સર્જન-આ બધુંયે પગદંડી પર્યટણને આભારી છે.

"**शुद्धाः प्रेमणाति दुर्लभाः**" । "**कोटिष्वपि दुर्लभः**" એ કોટિના **શ્રીદયારામભાઇ** હતા. એ ગુજરાતની ગરવી ગોપીએ હજોરોના જીવનને ઉજમાળ્યાં હતાં. એ સ્પર્શમણિના સમાગમમાં જે જે આવતા તે તે વૈષ્ણવ થતા. ડભોઇની વૈષ્ણવતા **શ્રીદયારામભાઇ**ને આભારી છે. આપશ્રીનું શિષ્યમંડળ બ્હોળું હતું. **જોશી રણછોડદાસ હરિભાઇ** ને **જોશી ગિરિજાશંકર હરિભાઇ પટ્ટ શિષ્યો** હતા. રણછોડભાઇ પર **શ્રીદયારામભાઇ**ની અસીસ કૃપા હતી. દેશપરદેશ સાથેજ રાખતા પ્રસંગ મળતાં જોશી રણછોડભાઇનાં ભાવભર્યાં કાવ્યો જનતા સમક્ષ રજુ કરીશ.

**દુહો :—**

દયા પ્રીતમ ચાતક ભયે, હરિરસ પીયો અઘાય;
બિપ્રદાસ રનછોરકો, સો રસ દીનો પ્યાય.

એકદા શ્રીરનછોરજી મહારાજા ગોસ્વામિ;
મો કર અહી એકાંત પધારે અંતર્યામિ.
શ્રીમુખ બોલે હમકો સુનનો રાગ સુહાવે;
પ્રથમહિ તેં અભ્યાસ એહિહે, ઓર ન ભાવે.
**માસ બાર** તુમરે હમકો સુનબેકો ચિત્તહે;
કંઠ હોય તો ગાય દિખાવો, હમકો હિતહે,
મેં કહિ મેરે કંઠ નહિ પરિપૂરન ખાસા
વે ઠાડો **રનછોરદાસહેં**, વિનકે પાસા.
વે હમ દો મિલકે ગાવેંગે યોં હું બોલ્યો,
આપ કહી યહ ઠીક બાત, બચ ઓર ન ખોલ્યો. (૭૫)

( અનુભવ–મંજરી )

એ ગુજરાતની ગરવી ગોપીને શ્રીગિરિરાજ ધરણનો, સાતનિધિનો, શ્રીકલ્યાણરાયજીનો, શ્રીમદ્‌વલ્લભાધીશનો, શ્રીમત્પ્રભુચરણનો, શ્રીગોકુલ-નાથજીનો, સાતે બાલકોનો, શ્રીહરિરાયજીનો, શ્રીપુરૂષોત્તમજીનો, શ્રીહરિદાસવર્યનો, રસબસતી જુગલ જોડીનો, એ જુગલ જોડીની અલૌકિક ક્રીડાનો **પ્રત્યક્ષ અનુભવ થયોજ હતો** એમ આપણે એમણા **"અનુભવમંજરી"** ગ્રંથ પરથી બેધડક કહી શકીશું. આપ **શ્રીનંદદાસજીનો** અવતાર હતા. નંદદાસજીની વાણીમાં ને આપશ્રીની વાણીમાં સામ્ય છે. તે સમયના ગોસ્વામિ–બાળકો **શ્રીદયારામભાઈ** પર અલૌકિક દૃષ્ટિથી જોતા હતા ને હજુએ તેજ પ્રમાણે જુએ છે. "અનુભવમંજરી" **શ્રીદયારામભાઇના** શ્રીહસ્તથી લખાએલો છે. એ ગ્રંથ અમારી પાસે બિરાજે છે. ભાવુકો, પ્રેમીઓ, અભ્યાસકો, ઉત્સુકો તેનો લાભ લેઇ શકે છે. એક હજાર ઉપર દોહરાઓ એમાં આલેખાએલા છે. સંજોગો મળતાં તેને બ્હાર પાડવામાં આવશે. વાચકની શંકા દૂર થવા ખાતર થોડો ઉતારો આપું છું.

"એકદા **શ્રીમદનમોહનજી,** કહી બૈષ્ણવકો યોં;
યાકો સબ મેરો હૈ, ઓર બિચારત હોં ક્યોં. (૧)

એ તો મેરી દયા સખી હૈ, મુહિ અતિ પ્યારી;
યાકી તુમ ફિરિ આજ કરો, નીકે મનુહારી. (૨)

*　　*　　*

શ્રીગોકુલપતિ બદે તુમરિ સબ પ્રસાદિ બાંની;
પૂર્વ બાંનીતેં પૃથક લગત નહિ હમતો જાંની. (૩૨)

*　　*　　*

ઇકદા મેરી ગોદી પોઢે બોલે શ્રીજી
તું હેં મોતેં પ્રકટ સખા, મેરો કહું રીજી.
**નંદદાસ** હેં નામ તિહારો, શ્રીમુખતેં બોલે;
એહિ નામ દ્વેચ્યાર ભગવદીયસોં ખોલે. (૩૫)

*　　*　　*

આપ ઉચ્ચરે યોં, મુહિ પ્રિય તો હૈં જગસારો;
પેં મોકોં તુમતેં તો કોઇ અધિક નહિ પ્યારો. (૪૯)

*　　*　　*

એક સમય દરસન દીને શ્રીનવનીતપ્રિયજી;
મોકું દેખિ હિય હરખિ, બચન પ્રિય બોલે રીજી.
મેરિ પાસ તુમ બેઠો, તબ મોહિ ભોજન ભાવે;
નાંતર રુદન કરુંગો, તુમ બિન નાંહિ સુહાવે. (૬૯)

*　　*　　*

“શ્રીમ્હાપ્રભુકો” દઢ આશ્રય મુહિ દીજે શ્રીજી;
“શ્રીમ્હાપ્રભુકો” અરુ “મેરો”; દહુદીને જા રીજી. (૭૦૧)

*　　*　　*

તેરો કીનો સબ સુહાય હમકૂ તુજ કૃતિ રંગા;
અબ કયહું જાનો હે નહિ, નહિ બિછરનો સદાસંગા. (૮૦૭)

×　　×　　×

શ્રીબ્રજભુષનલાલ પ્રકટ મોહિ આજ્ઞા દીની;
“ચોરાસીકો ધવલ” બસ્તૂ હૈ અતિરસ ભીની. (૨૫)

સો ન છોડનો કદા, હમહુ નિતિ પાઠ કરતે હૈ;
યહ કછુ ઓર પદારથ હૈ તાતે ઉચ્ચરત હૈ. (૨૬)
( અનુભવ મંજરી. )

એ ગુજરાતના જ્યોતિર્ધરનું ગુર્જર–સાહિત્ય એટલે ગુજરાતી ભાષાનો સર્વોત્તમ નમુનો. એમણું ગરબી–સાહિત્ય ગુર્જર–સાહિત્યનો મુકુટ છે, ગુજરાતણોનું કોડીલું સંગીત છે, ગુજરાતની શોભા છે.

એ ભજનીય ભક્તવર્યના અજોડ અક્ષરદેહે હજારોના જીવનને ઉજમાળ્યાં હતાં, ઉજમાળ્યાં છે ને ઉજમાળશે, હજારોને પ્રભુતાના પન્થે પ્રયાણ કરાવ્યું હતું, કરાવ્યું છે ને કરાવશે. હજારોને રસમન્દિરને રસહિંચોળે હિંચાવ્યા હતા, હિંચાવ્યા છે ને હિંચાવશે, હજારોને ભાવાત્મક સ્વરૂપમાં મગ્ન બનાવ્યા હતા, બનાવ્યા છે ને બનાવશે.

અમદાવાદના માધવરામ વ્યાસ ને કૃષ્ણરામ મહારાજ, વડોદરાના હરિભક્તિ ને ગોપાળરાવ મ્હેરાળ, ભાગવત કહેનારૂ પુરાણી ને કાશીના પંડિત્ વગેરે પ્રસંગો પરથી આપણે બેધડક કહી શકીશું કે એ ગુર્જર–સાહિત્યના રસિક રસચન્દ્રનો કીર્તિ–કળશ સાહિત્ય–મન્દિરના સુવર્ણ શિખરે ઝળહળતો હતો. એ ગુજરાતની ગરવી ગોપીની યશ–કલગી સોહી રહી હતી. એ અજોડ સંગીતાચાર્યની યશ–ધ્વજા ફરકી રહી હતી. એ ભજનીય ભક્તવર્યનો યશ–મુકુટ ઓપી રહ્યો હતો. હજુએ એ કળશ ઝગમગી રહ્યો છે, એ કલગી સોહી રહી છે, એ ધ્વજા ફરકી રહી છે, એ મુકુટ ઓપી રહ્યો છે.

સંવત્ ૧૯૦૯ ની મહાવદી પાંચમનો દિવસ તે એ ગુજરાતની ગરવી ગોપીનો નિત્ય–લીલા પ્રવેશનો દિવસ! શ્રીવૃન્દાવનની વિલાસવતી કુંજે કુંજે વિલાસ ભર્યો વિહાર કરતા કોટિ મન્મથ મન્મથ શ્રીમદન-મોહનજીના રસબસતા રસસ્વરૂપની રસભરી રસસેવામાં ભાવભર્યા ભાવે પ્રયાણ કરવાનો પરમ પુનિત દિવસ! એ મહાગુજરાતના સ્પર્શમણિનો

તિરોધાનનો દિવસ ! ડભોઇના આનન્દસાગરનો શોષણનો દિવસ ! ડભોઇને માટે રંડાપાનો દિવસ !.

**શ્રીદયારામભાઇ** એટલે મીલનસાર મુસાફર, સર્વોત્તમ–સાહિત્યકાર, ગરબી–સાહિત્યાચાર્ય, ભજનીય ભક્તવર્ય, અજોડ સંગીતાચાર્ય પ્રખર તત્ત્વવેત્તા, શુદ્ધાદ્વૈત–સમ્પ્રદાયના કોડીલા કોહીનૂર, ગુજરાતના બંસીધર, ગુર્જર–સાહિત્યાકાશના રસચન્દ્ર, ગુર્જર–સાહિત્યવાટિકાના રસિક રસમાળી, ગુજરાતની રસકુંજના રસીલા રસરસીઆ, ગુજરાતના રસમેઘ, ગુજરાતની ગરવી ગોપી.

એ લાખ પદોના રચનાર ને ત્રણસો જેટલા નાના મોટા ગ્રંથોના સર્જનહાર **શ્રીદયારામભાઇને** માટે જેટલું લખીએ તેટલું ઓછું!. અત્યારે તો આટલેથીજ સંતોષ માનવો રહ્યો !.

લેખકઃ–પરમભગવદીય કવિવર **શ્રીદયારામભાઇના**
પટ્ટ શિષ્ય પ્રપૌત્ર,
**જોશી જીવણલાલ છગનલાલ,** એડવોકેટ.
**ડભોઇ.**

**ટીપઃ—**જીવનચરિત્ર ટુંકાણમાં આલેખવાનું હોવાથી સંપૂર્ણ પરિચય આપી શકયો નથી. કિયો પરિચય આપવો ને કિયો ન આપવો એજ અણઉકલ્યો કોયડો છે ! પ્રસંગો પૂરેપૂરા ટાંકી શકયો નથી. જનતા જે જે પ્રસંગોથી અજાણ છે તે તે પ્રસંગો **"શ્રીદયારામભાઇની"** વાણીમાંજ ટાંકયા છે. પ્રસંગપ્રાપ્ત થયે સમ્પૂર્ણ આલેખીશ.

**દા. દા. જીવણલાલ જોશી.**

---

॥ श्रीवल्लभः ॥

॥ श्रीकृष्णः ॥

॥ श्रीगुरुगोपीजनवल्लभाय नमः ॥

# " શ્રી દયારામ-સાગર-લ્હેરી. "



## " મંગલાચરણ. "

રાગ-કલ્યાણ :—તાલ ધ્રુપદ. (ચોતાલ). માત્રા ૧૨.

મહામંગલરૂપ શ્રીગુરુદેવ; શ્રીમહાપ્રભુ;
જાકે પદપદ્મકો,[૧] પ્રથમ,[૨] શિર,[૩] નાંઇએ.[૪]—મહામંગલ ૧

નામ લેત ઉદેપ[૫] હોત, પરમ આનંદકંદ;
સકલ[૬] પાપ તાપ ટરત[૭] છબ[૮] ધ્યાઇએ.[૯]—મહામંગલ ૨

બ્રહ્મા શિવ વિષ્ણુ પરબ્રહ્મ, સો શ્રીગુરુરાય;
સકલ તીરથ આદિ અંઘ્રીરજ[૧૦] નાંઇએ.—મહામંગલ ૩

દયો કહે આચાર્યજ,[૧૧] અધિક,[૧૨] કો,[૧૩] દુજો[૧૪]નાંહિ
ગુરુસેવા ચિંતામનિ, ઇપ્સિત[૧૫] ફલ પાઇએ.—મહામંગલ ૪

---

૧ પદપદ્મ = ચરણ કમલ. ૨ પ્રથમ = પહેલાં. ૩ શિર = મસ્તક. ૪ નાંઇએ = નમાવીએ. ૫ ઉદે = પ્રકટ. ૬ સકલ = બધાં. ૭ ટરત = નાશ પામે. ૮ છબ = સ્વરૂપ. ૯ ધ્યાઇએ = ધ્યાન ધરીએ. ૧૦ અંઘ્રી = ચરણ. ૧૧ આચાર્યજ = આચાર્યથીજ. ૧૨ અધિક = મોટો. ૧૩ કો = કોઇ. ૧૪ દુજો = બીજો. ૧૫ ઇપ્સિત = ઇચ્છેલું.

॥ श्रीवल्लभः ॥

॥ श्रीगोपीजनवल्लभायनमः ।

# " શુદ્ધાદ્વૈત-સિદ્ધાન્ત. "

રાગ : ધવલ ધન્યાશ્રી.

શ્રીગુરૂપદરજ ધ્યાન ધરીને, આરાધું આનન્દરાસજી;
ઉર[1] તિમિરતા[2] સદ્ય[3] ટળે, ને હોય પ્રેમનો પૂર્ણ પ્રકાશજી ૧

૧ ઉર=પેટ. ૨ તિમિરતા = અંધકાર. ૩ સદ્ય = તરતજ.

અક્ષર આદ્ય અનંત અનુપમ, અગણિત સર્વાધારજી
ત્રિગુણાતીત સરસ પરમાનન્દ, વન્દુ વારંવારજી. ૨

દ્વિભુજ મુરલી મનોહર, શશી ચિદાનંદ ચિત્તચોરજી;
સર્વશક્તિપતિ સર્વોત્તમ, નટવર નંદકિશોરજી ૩

પ્રૌઢ પૂર્ણ પ્રતાપ અખંડિત, સુધાસિન્ધુ[4] સુખદાયજી;
અક્ષરાતીત[5] પુરૂષોત્તમ, પરમ કૃપાસિન્ધુ વ્રજરાયજી ૪

સુધા = અમૃત. સિન્ધુ = સાગર. ૪ સુધાસિન્ધુ= અમૃતનો સમુદ્ર. ૫ અક્ષરાતીત = અક્ષરથી પર.

ગજુ[6] નથી શ્રીગિરિરાજધરણ મુજ, ગ્રન્થ આદર્યો એહજી;
શ્રીહરિ ટેક નિભાવજો મ્હારો, કાલ-કર્મવશ દેહજી ૫

૬ ગજુ = બળ, શક્તિ.

અલ્પજ્ઞ[7] મન્દમતિ[8] છે મ્હારી, પ્રભુ વણ ન મળે હામજી;[9]
દીનબન્ધુ લહી[10] શરણે પડ્યો છું, સ્વીકૃત[11] કીધો શ્યામજી ૬

૭ અલ્પજ્ઞ=થોડું જાણનાર. ૮ મન્દમતિ=હુંડી બુદ્ધિ. ૯ હામ= હિંમત, આશરો. ૧૦ લહી =જાણી. ૧૧ સ્વીકૃત=નિજનો.

પાંગુલ[1] તે પર્વત ચઢે, ને મૂક[2] વાચાલ વિશેષજી;
કૃપા કરો શ્રીકરૂણાસિન્ધુ, મહામંગલ સર્વેશજી. ૭
૧ પાંગુલ = પાંગળો. ૨ મૂક = મુંગો.

સરસ્વતીપતિ શ્રીવાગધીશ્વર,[3] શ્રીવલ્લભ પુરૂષોત્તમજી;
પ્રેમે વિશ્વવલ્લભ વંદ્યાથી, ગ્રન્થ થાય સર્વોત્તમજી. ૮
૩ શ્રીવાગધીશ્વર = વાણીના પતિ.

અખિલાનન્દદાયક અલબેલો, સર્વતણા છે સ્વામીજી;
અધમોદ્ધારણ અનન્ત અપરિમિત, અકળિત અન્તર્યામીજી. ૯
(પાઠાંતર) અધમોદ્ધાર.

ભવભયભંજન[4] મહામુનિરંજન, સર્વાત્મા સુખકારીજી.
સ્વતંત્ર શ્રીવલ્લભ સર્વેશ્વર, અચ્યુત ભવભયહારીજી. ૧૦
૪ ભવભયભંજન = સંસારના ભયનો નાશ કરનાર.

બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શ્રી, શેષાદિ, સર્વે પ્રિય હરિ સાથજી;
એ સર્વેથી પર પુરૂષોત્તમ, શ્રેષ્ટ અક્ષરના નાથજી. ૧૧

*જેની સમાન ન કોઈ કહાયે, સત્ય નિત્ય હરિ એકજી;
અનુપમ અદ્વિતીય રાજે, તેહજ થાય અનેકજી. ૧૨
*स एकाकी न रमते ॥ स द्वितीय मैच्छत् ॥ एकोऽहं बहुस्याम प्रजायेय ॥

સર્વાતીત[5] ને સર્વ નિયન્તા, સર્વજ્ઞ ને સત્ય સ્વરૂપજી;
મન વાણી પર અકથ અનુપમ, સર્વેશ્વર સાનાભૂપજી. ૧૩
૫ સર્વાતીત = સર્વથી પર.

પરબ્રહ્મશ્રીકૃષ્ણ સનાતન, પૂર્ણબ્રહ્મ પુરૂષોત્તમજી;
અખિલ પૂજ્ય પરમ મનોહર, કહે "નેતિનેતિ" નિગમજી. ૧૪
૬ નિગમ = વેદ.

ત્રિગુણકાલઅજાઅક્ષરપર૧ સર્વાતીત રાજે જેહજી;
અનિર્દેશ્ય ગુણાતીત, ને સ્થૂલ સૂક્ષ્મથી ન્યારા૨ જેહજી. ૧૫

૧ ત્રિગુણ = ત્રણગુણ. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ.
અજા = માયા. ૨ ન્યારા = જૂદા, વેગળા.

અક્ષરધામ વ્યાપિવૈકુંઠે, પરમદિવ્ય ભગવાનજી;
નિત્ય લીલા વિનોદ કરતા, નિગમાગમ૩ કરે તે ગાનજી. ૧૬

૩ નિગમાગમ = વેદ શાસ્ત્ર નિગમ = વેદ. આગમ = શાસ્ત્ર.

પરમાનન્દ પૂર્ણ અવિનાશી, રસાત્મક આનન્દરાસજી;૪
નિગમ 'નેતિનેતિ' કહી થાકયા, તેહજ સ્વયં પ્રકાશજી. ૧૭

૪ આનન્દરાસ = આનન્દનો ભંડાર.

અક્ષર ધામે નિત્ય મુક્ત પણ, જાણે નહિ પ્રભુનો પારજી;
ત્રિગુણ પણ અન્ત ન જાણે, હરિયશ—મહિમા અપારજી. ૧૮
"यस्यनाम महद्यशः"

અકળિત અનુપમ અવર્ણ્ય રૂપ, છે દિવ્ય સદા સાકારજી;
અક્ષર સદનના૫ તેજથી અધિકું,૬ સ્વરૂપ સુન્દર ભંડારજી. ૧૯

૫ સદન = ધામ, ઘર. ૬ અધિકું = ઘણુંજ, વધારે.

વિશુદ્ધ—ધ્યાને હૃદયે હોયે, અનુભવથી તે બોધજી;
વિમલ જ્ઞાન ભકિતથી પ્રકટી, કરે સ્વકીયને નિરોધજી. ૨૦

"બ્રહ્મ—જગતનો અભેદ."

હૃદય ગ્રન્થી છેદાય ત્યારે, સર્વે સંશય જાયજી;
ત્યારે પ્રગટ પ્રભુ નિરખાયે, અનન્ય નૈષ્ઠિક૭ થાયજી. ૨૧

૭ અનન્ય નૈષ્ઠિક = એકજ નિષ્ઠાવાળો. દૃઢ આસકિતવાળો.

માહાત્મ્યજ્ઞાનયુક્તસુદઢરતિથી૧, ભજનાનન્દે લે સ્વાદજી;
સાધને સાધ્ય નહિ પુરૂષોત્તમ, અનુગ્રહે મળે કૃપા-પ્રસાદજી ૨૨

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ॥
स्नेहो भक्तिरितिप्रोक्तस्तया मुक्तिर्नचान्यथा। ॥ ४६ ॥

(તત્ત્વદીપ નિબંધ.)

नहि साधन संपत्या हरिस्तुष्यति कस्यचित् ॥
( कर्हिचित् ) भक्तानां दैन्यमेकं हरिस्तोषणं साधनम् ॥
"अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः" ॥ १८ ॥

(સિદ્ધાન્ત મુકતાવલિ )

૧ માહાત્મ્યજ્ઞાનવાળી સુદ્રઢ પ્રીતિથી.

જેવું જેટલું જે જે રીતે, હરિ રૂપ માહાત્મ્ય સમજાયજી;
તેવું તેટલું તે તે રીતે, વર્ણે ન પાર પમાયજી. ૨૩

અનન્ત કલ્પથી નિત્યમુક્તજન, રહે હરિ સાન્નિધ્યજી;૨
ક્ષણ ક્ષણ નિત્ય નવી૩ લીલાનું, કરે અખંડિત ગાનજી. ૨૪

૨ સન્નિધાનજી. ( પાઠાંતર ) સન્નિધાન = સમિપ પાસે
૩ નૂતન = નવી. નૂતન. (પાઠાંતર)

સંશયવંત ને અશ્રદ્ધાળુજન, પ્રગટ પ્રભુનાં પેખેજી;૪
દ્રઢ શ્રદ્ધાળુ વિશ્વાસી જન, તે ભાવે પ્રભુને દેખેજી. ૨૫

૪ પેખે = ઓળખે.
"संशयात्मा विनश्यति." સંશયવંત = શંકાશીલ.
અશ્રદ્ધાળુ = બહિર્મુખ.

तस्मात्सर्वं परित्यज्य दृढ विश्वासतो हरिम् ॥
भजेत श्रवणादिभ्योयद्धिद्यातोविमुच्यते. ॥ ५३ ॥

(તત્ત્વદીપ નિબંધ.

પરબ્રહ્મની ઇચ્છા માત્રે, રચના સર્વે થાયજી;
વર્ણાશ્રમ સૌ કમઠાણું નભવે નહિ, ઠામ કંઇ હરિરાયજી. ૨૬

इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ॥
वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः ॥ ९ ॥

(પુષ્ટિ પ્રવાહ મર્યાદા.)

એકજ બ્રહ્મ બહુરૂપે થાયે, નામ રૂપનો ભેદજી;
વસ્તુતઃ તત્ત્વે સર્વ ઠેકાણે, એકજ તેહ અભેદજી. ૨૭

स एकाकी न रमते, स द्वितीय मैच्छत् ,
एकोऽहं बहुस्याम प्रजायेय. ઈતિશ્રુતે.
नमो भगवते तस्मै कृष्णायाद्भुत कर्मणे ॥
रूप नाम विभेदेन जगत् क्रीडति योयतः ॥ १ ॥

(તત્ત્વદીપ નિબંધ.)

સ્થૂલ સૂક્ષ્મ ને તત્ત્વાદિ સૌ, પ્રભુજ પ્રગટ કરે છે જી;
બાહ્યાભ્યન્તર[1] વ્યાપકતાથી, સાક્ષીવત્ વિચરે છે જી. ૨૮

૧ બાહ્યાભ્યંતર = અંદર બહાર.

સર્વતણા ઉત્પાદક[2] જે છે, સર્વ જેથી પ્રવર્તેજી;
એકજ મૂળનો સકળ[3] પ્રસારો[4], તેની શંકા નિવર્તેજી. ૨૯

૨ ઉત્પાદક=ઉત્પન્ન કરનાર. ૩ સકળ = બધો. ૪ પ્રસારો = ફેલાવ.

દેવ દાનવ ને યક્ષ કિન્નર, વળી ચૌદે લોક જીવજંતજી;
વિરાટાદિ બ્રહ્માંડની રચના, હરિએ કરી અનંતજી. ૩૦

અખિલતણા આધાર પ્રભુ છે, સૌને સ્થિતિવશ રાખેજી;
અણુમાત્ર[5] ન્યૂનાધિકય[6] કોથી થાય નહિ, શ્રુતિ ભાખેજી ૩૧

૫ અણુમાત્ર = તલભાર પણ. ૬ ન્યૂનાધિકય=ઓછું-વત્ત.

વિશ્વાત્માના શરીરરૂપ, આ વિશ્વ ન જાણ્યું ભ્રાન્તજી;
સરિત્સમુદ્રાદિ સર્વેમાં, એકજ તત્ત્વ સિદ્ધાન્તજી. ૩૨

ભગવદ્ ભાવે વિશ્વમાત્રમાં, વિભૂત્યાદિ હરિ જાણીજી;
દયા ભાવે વિશ્વપોષતાં, હરિ સંતોષ મતિ આણીજી. ૩૩

**वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**
**"यद्यद्विभूति मत्सत्वं तद्तदुर्जितमेववा."**

અંગાંગી ભાવે દેવમાં, એકજ પ્રભુના નિવાસજી;
શુદ્ધાદ્વૈત અનન્ય સલગ્ને, હરિનો સઘળે પ્રકાશજી. ૩૪

**एतेचांशकला पुंसः कृष्णस्तु भगवान्स्वयम् ॥**

બાહ્યાભ્યન્તર સર્વ સ્થળે રહે, સર્વરૂપ હરિ થાયજી;
સકળ પ્રાણીને હૃદયે રાજે, અજ્ઞથી[1] નવ પરખાયજી[2] ૩૫

૧ અજ્ઞથી = અજ્ઞાનીથી. ૨ પરખાય = ઓળખાય.

સર્વભૂત સચરાચર વ્યાપક, વાસુદેવ ભગવાનજી;
અખિલાત્મા બ્રહ્મમતિથી ભાળે,[3] તે જ્ઞાની ગુણવાનજી. ૩૬

**वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभः ॥** ૩ ભાળે=જૂએ.

આપ્તકામ ને પૂર્ણકામ જન, જેહ થયા નિષ્કામજી;
તેવા પણ તેમાં લુબ્ધાયે,[4] આકર્ષાયે નિદાનજી.[5] ૩૭

૪ લુબ્ધાયે = લોભાયે, મગ્નથાય. ૫ નિદાન = ચોક્કસ.

આનન્દમય સર્વાંગ સલુણુ[6], મનોહર પ્રભુનું રૂપજી;
નખ-શિખાન્ત માધુર્યતા બહુ, અનિવાર્ય્ય[7] અનૂપજી. ૩૮

**"आनन्दमात्रकरपादमुखोदरादि." "आनन्दमयोऽभ्यासात्."**
**"अपाणिपादो यवनो ग्रहिता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥"**

૬ (પાઠાંતર) સુન્દર. ૭ અનિર્વાચ્ય = ન કહેવાય એવું.

શ્રીહરિમાં બહુજન વિવિધ પ્રકારે,[1] રાખે અનન્ત ભાવજી;
તે સર્વે ભાવો લય હોય[2] જેમાં, કહાવે તે મહાભાવજી. ૩૯

૧ વિવિધ પ્રકારે = જુદા જુદા પ્રકારથી. ૨ લય હોય = સમાઇ જાય

મનુષ્યમાત્રે બ્રહ્મોપાસના[3], નિત્ય[4] ભાવયુક્ત[5] કરવીજી;
બ્રહ્મમૂર્તિની અભેદભાવે, કરવાની મતિ[6] ધરવીજી. ૪૦

૩ બ્રહ્મોપાસના = બ્રહ્મની સેવા. ૪ નિત્ય = હમેશાં.
૫ ભાવયુકત = ભાવવાળી. ૬ મતિ = બુદ્ધિ.

સગુણ બ્રહ્મ ઉપાસના કરવા, શતપથકાંડ વાણીજી;
તન્મય થઇ તાદાત્મ્ય ભાવથી, રમ્યરૂપ લે માણીજી. ૪૧

**प्राकृत धर्मानाश्रयम प्राकृत निखिल धर्मरूपमिति ॥**
**निगम प्रतिपाद्य यत्तच्छुद्धं साकृति स्तौमि ॥ १ ॥**

(શ્રીસર્વોત્તમ સ્તોત્ર.)

દિવ્યચક્ષુ મળે પ્રભુ કૃપાયે, નિત્યરૂપ તે પેખેજી;[7]
ભાવ ભક્તિથી દિવ્યપણાનું, બ્રહ્મરૂપ તે દેખેજી ૪૨

**दिव्यं ददामि ते चक्षु पश्यमे योग मैश्वरम् ॥** (ગીતાજી.)

૭ પેખે = ઓળખે.

અર્જુન દેવકી વસુદેવ, ને શ્રીયશોદાજી વ્રજભક્તજી;
સનાતન પૂર્ણબ્રહ્મ દર્શને, થયાં સ્વરૂપાસક્તજી. ૪૩

જૂદા જૂદા સર્વે ભાવો, એકજ પ્રભુમાં જોયજી;
તે મૂળ સ્થળેથી ભાવ વિસ્તર્યા[8] લહી,[9] અનન્યમતિ પ્રોયજી. ૪૪

૮ વિસ્તર્યા = ફેલાયા, પ્રસર્યા. ૯ લહી = જાણી.

જ્ઞાન વિજ્ઞાન સંપન્ન થઇને, ભજે હરિ ભક્તિભાવજી;
અવ્યક્ત અનાદિ સ્વયં બ્રહ્મના, તેને હોય દર્શાવજી. ૪૫

હિરણ્યગર્ભના કારણ રૂપ, પરબ્રહ્મ સદ્‌ભાવજી;
તેહ પુરૂષને સર્વરૂપમાં, થાય બ્રહ્મનો ભાવજી. ૪૬

સર્વાનન્દને તે જન પામે, તે કહીએ મહાનુભાવજી;
પુણ્ય પાપ રહિત તે હોયે, ત્હેને નહિ અન્યે વ્હાવજી.[૧] ૪૭

૧ વ્હાવ = પ્રેમ, આસક્તિ.

ધર્મ ભાવને જે જન જાણે, વ્યક્ત પ્રભુ નાં ધારેજી;
મહાભાવથી સૌ રસ ચાખે, અધિકાધિક વ્હાવે[૨] પ્યારેજી. ૪૮

૨ વ્હાવે = ઇચ્છે.

વિચિત્રરસ અનુભવને અર્થે, ઊંચઅવચની[૩] વ્યક્તિજી;
દેવ તિર્યગાદિ રીતે, તારતમ્યે[૪] ભાવ સહિતજી. ૪૯

૩ ઊંચ અવચ = ઊંચ નીચ. ૪ તારતમ્ય = ફરક ભેદ.

સર્વ વિભક્ત ભૂતમાં, અવ્યય અવિભક્ત ભાવ છે એકજી;
ત્હેને સાત્વિક જ્ઞાન જાણવા, શ્રીકૃષ્ણે પ્રબોધ્યો[૫] વિવેકજી. ૫૦

૫ પ્રબોધ્યો = ઉપદેશ્યો

સદા સર્વદા સર્વભાથી ભજવા, ચતુઃશ્લોકે વાણીજી;
ચતુઃશ્લોકી ભાગવતમાંહે વાંચી, સુણો મન આણીજી. ૫૧

**सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ॥**
**स्वस्यायमेव धर्मोहि नान्यः क्वापि कदाचन. ॥ १ ॥**

(ચતુઃશ્લોકી.)

સદ્‌ઘન ચિદ્‌ઘન આનન્દઘન ભજતાં, થવાય વિતૃષ્ણજી;
વિજ્ઞાનીજન પરમભાવથી ભજે, ઈષ્ટ મિષ્ટ મહાકૃષ્ણજી. ૫૨

એકજ ગાય વિવિધ[૬] તૃણ[૭] ખાયે, સૌમાંથી ગ્રહે[૮] રસ એકજી;
એકજ પયથી[૯] વિવિધ ગોરસ[૧૦] ઘૃત[૧૧], જાણી ભુક્તે[૧૨] એ વિવેકજી

૬ વિવિધ=જૂદા જૂદા પ્રકારનાં. ૭ તૃણ=તણખલાં ઘાસ કચરો.
૮ ગ્રહે=ખેંચે. ૯ પય=દૂધ. ૧૦ ગોરસ=દહીં.
૧૧ ઘૃત=ઘી. ૧૨ ભુક્તે=ખાય.

દુગ્ધથી૧ દહીં દહીંથી માખણ, નવનીતથી૨ ઘૃત હોયજી;
નામ રૂપ ગુણ સ્વાદ પૃથક્૩ પણ, પયથી૪ પ્રગટ સૌ જોયજી. ૫૪

૧ દુગ્ધ=દૂધ. ૨ નવનીત=માખણ. ૩ પૃથક્=જુદા જુદા.
૪ પયથી=દૂધવડે.

ગૌના૫ દેહમાં તૃણમાંહેથી, પ્રકટ્યો છે રસ એકજી;
તેહ ક્રમે કરી વિવિધનામથી, એકજ થાય અનેકજી. ૫૫

૫ ગૌ=ગાય.

આત્મા, દેવ, બ્રહ્મ, પરમાત્મા, ભગવત્ આદિ નામજી;
પૃથક્ પૃથક્ નામ રૂપ, પણ તત્ત્વે એક તમામજી ૫૬
ઉપાસ્યરૂપ સૌ દેવતણા, તે દૈવીજનને ભાસેજી;
દૈવીજન ઉપાસે ત્હેને, શતપથકાંડે પ્રકાશેજી. ૫૭
પરાત્પર અક્ષરપર રાજે, મુંડક શ્રુતિ નિર્ણય ભાખેજી;
ક્ષર અક્ષર ને અક્ષરાતીત, તારતમ્યતા દાખેજી. ૫૮
અપ્રાકૃત વપુ૬ નટવર સુન્દર, રસાત્મક આનન્દ રાસજી;
પરબ્રહ્મ પુરૂષોત્તમ પૂર્ણ, ત્હેનો સઘળે પ્રકાશજી. ૫૯

૬ વપુ=શરીર.

જયાયાન પરમપુરૂષ સનાતન, અકળિત સર્વાતીતજી;
સ્વયંભૂ રસરૂપ સર્વેશ્વર, તેહ અક્ષરાતીતજી. ૬૦
પરમાત્માને પ્રગટ કરનારૂં, અન્ય ન કારણ કોયજી;
અધિષ્ઠાતા ન કોઈ તેનું, નિજેચ્છાથી૭ પ્રગટજ હોયજી. ૬૧

૭ નિજેચ્છાથી=પોતાની ઇચ્છાથકી.

તે સ્વરૂપને અન્યથા રીતે[૧], પ્રતિપાદન કરે જેહજી;
તે આત્માપહારી ચોર પાપમય, શ્રુતિ ટાળે સંદેહજી ૬૨
૧ અન્યથા રીતે = બીજી રીતે.

"ક્રીડાત્મક-જગત."

અખિલ[૨] જગત[૩] રચના કરી હરિયે, નિજ[૪] ક્રીડાને કાજજી;
સૌના સ્વામી શ્રીહરિ પોતે, નિજ રમણાર્થે સર્વ સમાજજી.૬૩
૨ અખિલ = બધું. ૩ જગત્ = વિશ્વ. ૪ નિજ = પોતાની.

नमो भगवते तस्मै कृष्णायाद्भुत कर्मणे ॥
रूपनाम विभेदेन जगत् क्रीडति यो यतः ॥ १ ॥
(તત્ત્વદીપ નિબંધ.)

स एकाकी न रमते, द्वितीयमैच्छत्,
एकोऽहं बहुस्याम-प्रजायेय ॥ ઇત્યાદિ શ્રુતે.

વિશ્વવાટિકામાં[૫] બહુ પુષ્પો[૬], વિવિધ[૭] નામ ગુણ રૂપજી;
અસંખ્ય અનંતરૂપ ધરી, લીલા કરવા દાખે સ્વરૂપજી. ૬૪
૫ વાટિકા = વાડી. ૬ પુષ્પ = ફૂલ. ૭ વિવિધ = જૂદા જૂદા.

નાના જાતિ પુષ્પે ટકીને, મધુકર[૮] લે અણુ ગંધજી;
પણ કમળ વણ[૯] ના બંધાયે, અનન્યાસક્તિ સંબંધજી. ૬૫
૮ મધુકર = ભમરો. ૯ વણ = વગર.

નટવર નાગર ચતુર શિરોમણિ, અકળિત ગુણ ભંડારજી;
બહુરૂપીવત્[૧૦] અસંખ્ય રૂપે, ધરે શ્રીહરિ અવતારજી. ૬૬
૧૦ બહુરૂપીવત્ = બહુરૂપીના જેવાં.

સકળ પ્રાણીમાં એકજ આત્મા, સમાનપણે સૌ ઠામજી;
બ્રહ્મવિદ્યામૃત આપ્ત થયેથી, મળે બ્રહ્મનું ધામજી. ૬૭

કાળ અવિદ્યાનો[1] ભય જાયે, જ્ઞાનરૂપ બ્રહ્મને જાણેજી;
સર્વગત સૂક્ષ્મરૂપ બિરાજે, વિજ્ઞાને સ્વરૂપ રસમાણેજી ૬૮

૧ અવિદ્યાનો = માયાનો.

યથાર્થ[2] તત્ત્વે મૂળરૂપનું, જે'ને હોય વિજ્ઞાનજી;
તેજ ત્હેને સદ્ય[3] પારખે, રહસ્યે રાખે ભાનજી. ૬૯

૨ યથાર્થ = બરાબર, ખરેખરૂં. ૩ સદ્ય = તરતજ.

ભક્તિ ક્ષેત્રમાં ભક્ત ભાવયુક્ત, રૂપધરી પૂરે કોડજી[4];
સૃષ્ટિ ક્ષેત્રમાં ભાવવત્ થાયે, ગીતામાંહે નિચોડજી. ૭૦

૪ કોડ = મનોરથ, અભિલાષા.

વિભૂતિ યોગઅધ્યાયની માંહે, વિભૂતિ ભાખી અનેકજી;
તદપિ તે સર્વ જે મુખ્ય ગણાવી, ત્હેના નિયંતા એકજી. ૭૧
ઘાટે ન મ્હોવું, જોવો ઘડનારો, જેમાં સૌ ચતુરાઇજી;
પૂર્ણ મુખ્ય કર્તાના રૂપમાં, સર્વે જાય મ્હોવાઇજી. ૭૨
સર્વશક્તિ અખિલનિયન્તા, સર્વાત્મા સૌ રૂપજી;
કરૂણાસાગર સર્વેશ્વરનું, જગ સૌ ભગવદ રૂપજી. ૭૩

"प्रपञ्चोभगवत्कार्य."

"પરબ્રહ્મ સ્વરૂપ નિર્ણય."

પરબ્રહ્મને અપરબ્રહ્મ કહી, તારતમ્યતા[5] ભાખેજી;
તે રીતે વિભૂતિરૂપ અંશ જગ, ગીતામાંવ્રજપતિ દાખેજી. ૭૪

૫ તારતમ્યતા = ફેરફ, ભેદ.

અનંતશક્તિધૃક્ પુરૂષોત્તમ છે, ભાગવતે વરણી બારજી;
મુખ્ય સાત શક્તિ સૌથીપર, તેનાએ કહું પ્રકારજી. ૭૫

૧ કૃપાશક્તિ, ૨ ઇચ્છાશક્તિ., ૩ પ્રભુતાશક્તિ ને ૪ જ્ઞાનજી;
૫ ભક્તિશક્તિ, ૬ આનન્દશક્તિ,ને ૭ કાર્યશકિત સહભાનજી ૭૬

પરબ્રહ્મની અપાર શકિત, નિકટ[1] વર્તિ સૌ ધર્મજી;
હરિ આજ્ઞાંકિત-કાર્ય કરે છે, એવો જાણવો મર્મજી. ૭૭

૧ નિકટ = પાસે.

મુખ્ય શકિતદ્વારા હોય સર્વે, એવું ભાન રહે જહેનેજી;
તે કદિ સ્વતંત્ર તેને[2] નાં ધારે,[3] પતિ[4] રચનાબુદ્ધિ ત્હેનેજી.૭૮

૨ તેને = પોતાને. ૩ ધારે = માને. ૪ પતિ = પ્રભુ.

કૃતિને પણ બ્રહ્મરૂપથી વર્ણી છે, શ્રુતિ માંહેજી;
શુદ્ધાદ્વૈત-બ્રહ્મ નિરૂપણ, દ્વૈત ન કો કદિ ક્યાંહેજી. ૭૯

પ્રકૃતિ વિદ્યા અવિદ્યાદિ, હરિ આજ્ઞાંકિત સર્વજી;
પ્રકૃતિ-પુરૂષ પણ પુરૂષોત્તમને સ્વામિ લહી, રહેઅગર્વજી. ૮૦

કાળશકિતદ્વારા સંહારે, ઇચ્છા માત્રે સૌ હોયજી;
પ્રકૃતિ-પુરૂષતણા અધિષ્ઠાતા, ઇશતણા પણ ઈશજી;
નિજેચ્છાએ સૌ કરવાને સમર્થ, સૌને શીશજી. ૮૧

અક્ષરાતીતને[5] અક્ષર આધીન, પુરૂષ તેહને આધીનજી;
પુરૂષાધીન પ્રકૃતિ રહે છે, જેમ જલાધીન[6] મીનજી.[7] ૮૨

૫ અક્ષરાતીત=અક્ષરથી પર. પૂર્ણ પુરૂષોત્તમ. ૬ જલાધીન=
પાણીને વશ. ૭ મીન = માછલું.

માયા મહત્વ[1] કાલાદિ સૌના, શ્રીહરિ સદા અધીશજી;
સ્થિતિ[2] ઉદ્દ્ભવ[3] લય[4] ત્રિગુણ-બ્રહ્મથી, ત્રિગુણાતીત
સર્વના ઈશજી. ૮૩

મહતત્ત્વ. (પાઠાંતર)

ત્રિગુણ બ્રહ્મ = સત્વ, રજસ્ ને તમસ્, વિષ્ણુ, બ્રહ્મા ને શિવજી. બ્રહ્મા સૃષ્ટિને સરજે છે. વિષ્ણુ પાલન પોષણ કરે છે. શિવજી સંહાર કરે છે. "વારી જાઉ રે નાગર નહુવા" એ પદમાં આજ વસ્તુ બતાવે છે.

"કહાડ્યા મુખ થકી ત્રણ દોરડા, રંગ કાળો ધોળો ને લાલ;
તે ત્રણ ગુણના ત્રણ પુરૂષ થયા, એક બ્રાહ્મણ યોગી ને ગૃહસ્થ;
બ્રાહ્મણ યોગી તો બળીઆ ઘણા, તેથી ગૃહસ્થનો અધિકદસ્ત.
પહેલે વિપ્રે રચ્યાં બહુ પૂતળાં, પૂર્યા ગૃહસ્થે મન-અભિલાખ;
યોગીએ અગ્નિ કહાડયો આંખથી, સૌ બાળીને કીધું ખાખ.
તારી મરજી જોઇ મતવાળીયે, વળી કર્યું એવું કર્મ;
ચુગટી માંહે કીધો ચટુકલો, થયું હતું ત્યમનું ત્યમ."

પ્રભુની ઇચ્છાથીજ જગતની ઉત્પત્તિ થાય છે, જગતનું પાલણ પોષણ થાય છે ને જગતનો લય થાય છે. ત્રિગુણાત્મક બ્રહ્મ પરબ્રહ્મની ઇચ્છાને વશ થઈ આ બધું કરે છે.

૧ સ્થિતિ = પાલન પોષણ. ૨ ઉદ્‌ભવ = પેદા કરવું, સર્જન કરવું. ૩ લય = નાશ. ૪ ત્રિગુણાતીત = ત્રણ ગુણથીપર. પૂર્ણ બ્રહ્મ.

એક એક રોમકૂપનીમાંહે,[1] અનન્ત બ્રહ્માંડનાં સ્થાનજી;
સ્વતઃ સિદ્ધ ઐશ્વર્ય સર્વ છે, ષડ્‌વિધ શ્રીભગવાનજી. ૮૪

રોમ = રૂંવું. કૂપ = કૂવો. ૧. રોમકૂપનીમાંહે = રૂંવાટા રૂપી કૂવાની અંદ.

સકળ વિશ્વ હરિમાંહે સમાયું, અગણિત અંડ અમૂલ્યજી;
એક એક રોમે કોટિ ઉઠે, ભાસે તે અણુ તુલ્યજી. ૮૫
ત્રિગુણયુક્ત[2] ચતુર્વ્યૂહાત્મક[3], જ્યારે પ્રગટ તે થાયજી;
ત્યારે જન્મ ને કર્મ ચરિત્રે, વેદ થકી વર્ણાયજી. ૮૬

૨ ત્રિગુણ યુક્ત = ત્રણગુણો સાથે. ૩ ચતુર્વ્યૂહાત્મક = ચાર વ્યૂહ સાથે.

નિજમહિમામાં સદા પ્રતિષ્ઠિત,અનંત યશ માહાત્મ્ય અપારજી;
જેને કૃપા કરી જેહ જણાવો, તે ત્યમ સમજે સારજી. ૮૭

"यस्य नाम महद्यश."

અવિનાશિ સૌ માંહે પ્રકાશે, સૌ શક્તિ મૂલ ભગવંતજી;
નિત્ય મુક્ત સ્વ સ્વરૂપે રાજે, જાણે કો વિરલા સંતજી. ૮૮

કેવળ જ્ઞાન માત્રે કરીને, વિમુક્ત ન થવાયજી;
માટે સંગે પરાભક્તિની, લેવી જરૂર સહાયજી. ૮૯

"सापरानुरक्तीश्वरे."

માયારૂપ પ્રકૃતિ કહાવે, પરમ પુરૂષની શક્તિજી;
અનાદિ સિદ્ધ સૌ બ્રહ્મ ઉપસ્કર, શ્રુતિદાખે કહી વ્યક્તિજી. ૯૦

વ્યક્તજી. (પાઠાંતર)

પ્રકૃતિ દ્વારા એ સર્જાયે, અંડ તણો હોય ઘાટજી;
તેણે કરીને ઉદ્દભવ પામે, મહત્તત્ત્વ પુરૂષ વિરાટજી. ૯૧

પુરૂષ પ્રકૃતિ યોગે કરીને, રચાય છે સૌ જગત જી;
સામાન્ય ક્રમ વર્ણવ્યો એ રીતે, સૌ કરવા સમર્થ સશક્તજી. ૯૨

પૂજ્યતણા પણ પૂજ્ય પ્રભુ છે, સર્વ પૂજ્ય હરિ એકજી;
અખિલ માત્રને વંદ્ય તે છે, વિજ્ઞાની સમજે વિવેકજી. ૯૩

ખંડિયા રાજા ખંડણી આપે, ચક્રવર્તિને જેમજી,
વિરાટ્ તત્ત્વાભિમાની દેવો, ખંડિયા નૃપતિ તેમજી. ૯૪

આત્યંતિક શ્રેય રહ્યું જે પદમાં, પરબ્રહ્મ છે તેહજી;
યથાર્થ ભક્ત વિજ્ઞાનીજન તે કૃપાથી જાણે એહજી. ૯૫

જન્મ થતાંજ જેહ પુરૂષપર, કૃપા કટાક્ષ પડે છેજી;
ત્હેને શુદ્ધ સાત્વિક મોક્ષપથાનો, મારગ જડે છેજી. ૯૬

પુરૂષ પ્રકૃતિથી વ્યતિરેક, પુરૂષોત્તમ કહેવાયજી;
ઉત્પત્તિ સ્થિતિ સમયે પણ, તેવા અન્વય પુરૂષની માંયજી.૯૭
વિચિત્ર પ્રકારે કરી સૌ રચના, પરબ્રહ્મ પરમેશજી;
નિર્વિકાર નિર્લેપ સદા છે, અસંગ અચ્યુત સર્વેશજી. ૯૮
આકાશની પેઠે[1] સર્વ ઠેકાણે, બ્રહ્મનું નિત્યજ સ્થાનજી;
આકાશવત્[2] અલિપ્તપણાનું,[3] શ્રુતિ કરે છે ગાનજી. ૯૯

૧ પેઠે=માફક. ૨ વત્=માફક, જેવું. ૩ અલિપ્ત=અળગું, જૂદું.

કાર્ય કારણે સૌમાં સત્તા, બુદ્ધિ આદિ જેહજી;
તે સર્વને એક પ્રદાતા,[4] પરબ્રહ્મ કહે તેહજી. ૧૦૦

૪ પ્રદાતા = આપનારા.

કાર્ય કારણમાં વ્યાપકતા, પરમ પુરૂષની આવીજી;
પ્રેરક પ્રવર્તક અન્વયતાથી, નિજમહિમા દર્શાવીજી. ૧૦૧
કર્તા છતાં અકર્તાવત્ રહે, અધિપતિ સૌના નાથજી;
યંત્રીને કર યંત્રથી ગાવું, દોરી સૌની હરિ હાથજી. ૧૦૨
વૃક્ષ પાષાણ[5] જલાદિ પર્વત, તે પર પડતા થાયજી;
તદપિ તે ચરણે સૌ, પડીયા, ધરા[6] પર કેહેવાયજી. ૧૦૩

૫ પાષણ = પત્થર. ૬ ધરા = પૃથ્વી.

અંતરિક્ષ પૃથ્વી આદિ, દૃઢ કરીને હરિ સ્થાપેજી;
સ્થિર સ્થિતિ રહેવાને કાજે, વ્યાપક રૂપે રહે આપેજી.[7] ૧૦૪

૭ આપે = પોતે પોતાની મેળે

સર્વાધારરૂપ પરમાત્મા, તે છે સ્વયં પ્રકાશજી;
સૂર્ય ચંદ્ર અગ્નિ આદિમાં, ઝળકે[8] ભૂ[9] આકાશજી. ૧૦૫

૮ ઝળકે = પ્રકાશે. ૯ ભૂ = પૃથ્વી.

સદ્ગુણવંત બહુવિધ નામી,[૧] નિગમ[૨] ન પામે પારજી;
અજ[૩] શિવ શેષ શ્રી[૪] આદિ સૌને, સદા જેહ આધારજી. ૧૦૬

૧ બહુ વિધનામી=ઘણી જાતનાં નામવાળ.. ૨ નિગમ=વેદ.
૩ અજ = બ્રહ્મા. ૪ શ્રી = લક્ષ્મી.

વિભુ પ્રધાન મહત્તત્ત્વાદિ, તેમાં સર્વે સુરજી;[૫]
પુરૂષોત્તમના સંગ સમ્બન્ધે, સબળ[૬] થયાં ભરપૂરજી. ૧૦૭

૫ સુર = દેવતા. ૬ સબળ = બળવાન.

ચિદાનન્દમય વપુ[૭] ધરીને, પ્રગટે છે અવતાર છે;
તેનાં જન્મ કર્મ દિવ્ય બહુ, અલૌકિક ચરિત્ર અપારજી. ૧૦૮

સૌ (પાઠાંતર)
"**जन्म कर्मच मे दिव्यम्.**" ૭ વપુ=શરીર.

પ્રગટ ઐશ્વર્ય આચ્છાદિતકરીને,[૮] કરે વિવિધ ચરિત્રજી;
પ્રભાવ પ્રતાપજ માહાત્મ્ય મહિમા, કરે વિશ્વમાં ક્રીડા
વિચિત્રજી. ૧૦૯

૮ આચ્છાદિત કરીને = ઢાંકીને. ગુપ્ત રાખીને.

"કર્તુંમકર્તુંમન્યથાકર્તુંમ્", વિલક્ષણ અદ્ભૂતજી;
દેખે સુને આશ્ચર્ય સૌ ભાસે, દિવ્ય કૃતિએ યુક્તજી. ૧૧૦

"**कर्तुमकर्तुमन्यथाकर्तु समर्थ.**"
**अपाणिपादो यवनो गृहीता पश्यत्य चक्षु स शृणोत्यकर्णः॥**

સકલ પ્રાણીમાં અંતર્યામી રૂપે, કરે નિવાસજી;
સાક્ષીવત્ તટસ્થ રહીને, ઉરમાં[૯] કરે પ્રકાશ.જી ૧૧૧

૯ ઉરમાં = પેટમાં.

સૌના નિયંતા, સૌના પ્રેરક, સૌઘટ આત્મારામજી;
આનન્દરૂપની એક માત્રાથી, જીવન કરે તમામજી ૧૧૨

"કર્માનુસાર ફલ"

સર્વ કર્મના ફલના દાતા હરિ, યથાયોગ્ય કર્મફલ જેહજી;
અન્વયરૂપે બિરાજી સૌને, ફલ આપે છે તેહજી. ૧૧૩

કર્માનુસારે[1] ઉંચ નીચ મધ્યમ, જીવ ધરે બહુ અંગજી;
નર સુર[2] પશુ પક્ષી થઇ, ભુક્તે[3] કર્મફલના ઢંગજી. ૧૧૪

૧ કર્માનુસારે=કર્મ પ્રમાણે. ૨ સુર=દેવ. ૩ ભુક્તે=ભોગવે.

મનદ્વારાએ કર્મ ભોગવે, કર્મ શુભાશુભ જેહજી;
બન્ધમોક્ષનું કારણ મન છે, ઉપનિષદ્ કહે એહજી. ૧૧૫

मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ॥
येन आलिङ्गिता कान्ता तेन आलिङ्गिता सुता ॥ १ ॥
मनः परं कारणमामनन्ति संसार चक्रं परिवर्तयेद्यत् ॥
શ્રીમદ્ ભાગવત સ્કંધ, ૧૧. અધ્યાય ૨૩-૪૩ ભીક્ષુગીતા.

સર્વેન્દ્રિય સહ મન યુક્ત આત્મા, તેહ કહાવે હરિરૂપજી;
બુદ્ધિમાન્ પુરૂષો એમ કહે છે, તે છે અકળ અનૂપજી. ૧૧૬

આત્મારામ અંતર્યામીને, નહિ ભોગવવું કયાંયજી;
અર્જુનને શ્રીકૃષ્ણે પ્રબોધ્યો, જો જો ગીતા માંહ્યજી. ૧૧૭

પોત પોતાના કર્મ પ્રમાણે, શ્રીહરિ ફલને આપેજી;
સાક્ષીરૂપે સદા સંગે, જયમ કાષ્ટે[4] વહ્નિ[5] રહે વ્યાપિજી. ૧૧૮

૪ કાષ્ટ = લાકડું. ૫ વહ્નિ = અગ્નિ.

"પુરૂષોત્તમ સત્તા."

મહા પ્રલયના અંતે જ્યારે, અદૃશ્ય થાય સૌ છેકજી;
ત્યારે શેષ રહે જે, બાકી પુરૂષોત્તમ એકજી. ૧૧૯

શ્રી હરિના સ્વરૂપની માંહે, સર્વ પ્રાણી નિવાસજી;
ક્રમક્રમથી અંતે પહોંચી રહે, માટે પ્રભુ ભૂતાવાસજી. ૧૨૦
સૌમાં સત્તા ધર્યા પ્રમાણે, ગણાય સૌ અધિકારીજી;
વિશ્વકાર્યજ્ઞેય તે સત્તાથી, હરિ સત્તા બલભારીજી. ૧૨૧
અનન્ત કોટિ બ્રહ્માંડની માંહે, પ્રધાન પુરૂષ છે અનન્તજી;
વિરાટ્ પુરૂષ તેના નિયન્તા, જાણે છે ધીમન્તજી.[1] ૧૨૨

૧ ધીમન્ત = ડાહ્યા વિદ્વાન.

તેનાં કાર્યો સિદ્ધ થવાને, નિજ સામર્થ્યને પ્રેરેજી;
તે સત્તાથી કાર્ય થાય સૌ, બલ પ્રભાવ હરિ કેરેજી. ૧૨૩
સૌ કોને આધાર શ્રીહરિનો, સ્વાશ્રિત[2] શ્રીહરિ એકજી;
હરિ સત્તાવણ કાંઈ ન થાયે, જદપિ મળે અનેકજી. ૧૨૪

૨ સ્વાશ્રિત = પોતાના આશ્રયમાં રહેનાર.

જેમાં ભેદ ન કોઈ પ્રકારે, સત્તામાત્ર જે કહાવેજી;
અપ્રત્યક્ષ વાણીને પણ, વિષ્ણુ પુરાણે ગાવેજી. ૧૨૫
સ્વસત્તાથી સૌમાં રહે છે, બ્રહ્મ સંજ્ઞાનું જ્ઞાનજી;
વ્યાસ નારાયણે કર્યું છે, અનિર્દેશ્ય અનુમાનજી. ૧૨૬
સ્વ, પર, ભેદ વર્જીત પરમાત્મા, સમદૃષ્ટિ સૌના જ્ઞાતાજી;
અચળ નિત્ય એક રસ પરિપૂર્ણ, સૌકોને સુખદાતાજી. ૧૨૭
સર્વાવરણરહિત[3] શ્રીહરિ છે, સદાસર્વદા નિત્યજી;
સર્વાભીષ્ટ[4] ફલદાતા શ્રીજી, જ્ઞાની કરે ત્યાં પ્રીત્યજી. ૧૨૮

૩ આવરણ = ઢાંકણ, સંબંધ. ૪ અભિષ્ટ = ઇચ્છેલું.

સૌના શિક્ષક ધર્મ હિતકારી, મુક્ત સ્વતંત્ર સદાયજી;
અનન્તજ્ઞાનઘન નિત્ય પરિપૂર્ણ, ઉણા[5] ન થાયે કદાયજી. ૧૨૯

૫ ઉણા = ઓછા.

એકાન્તિક જ્ઞાની ભક્તજનો, તે પુરૂષોત્તમે રતિ૧ રાખેજી;
તન્મયતાથી તદાત્મ્ય૨ થયેથી, સત્યામૃત રસ ચાખેજી. ૧૩૦

૧ રતિ = પ્રેમ. ૨ તદાત્મ્ય = તેમના જેવા.

સૌમાં સત્તા તે પરમ પુરૂષની, પ્રાજ્ઞ પુરૂષ નિર્ધારેજી;
સ્વતંત્રપણું એક પરબ્રહ્મનું, જ્ઞાને ઉરથી વિચારેજી. ૧૩૧

ત્રિગુણાતીત ને સગુણ બ્રહ્મની, એકાત્મતા૩ ઉર આણેજી;
વસ્તુતઃ તત્વે ન્યારૂં૪ ન કોઇ, પણ તારતમ્યતા૫ જાણેજી. ૧૩૨

૩ એકાત્મતા=એકપણું. ૪ ન્યારૂં = જૂદું ૫ તારતમ્યતા=ભેદ.

અખિલાત્મ મતિયે, બ્રહ્મભાવના સચરાચરમાં થાયજી;
બ્રહ્મભાવના દૃઢ ઉર રહેતાં, પરબ્રહ્મ દર્શાયજી. ૧૩૩

અખિલાત્મ સુહૃદની૬ પેઠે, પ્રિયકર સત્ય સખા અવિનાશીજી;
અનન્તગુણે અનન્ત કલ્પથી, આભાર કર્યા સુખરાસીજી. ૧૩૪

૬ સુહૃદ = મિત્ર.

તેહતણું નિત્ય લક્ષ રહેથી, હરિગુણગાની થવાયજી;
માહાત્મ્ય જ્ઞાનયુત સુદૃઢરતિથી, સર્વાધિક્ય સ્નેહી થવાયજી. ૧૩૫

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ॥**
**स्नेहोभक्तिरिति प्रोक्तस्तयामुक्तिर्नचान्यथा ॥४६॥**
(નિબંધ.)

સ્નેહે કરીને શ્રી હરિકેરા, લહે ગુણ સ્વરૂપ સ્વભાવજી;
પૂર્ણ રતિયે૭ યથાર્થ૮ જાણીને, હરિજન લે તે લ્હાવજી. ૧૩૬

૭ રતિયે = પ્રેમથી. ૮ યથાર્થ. = બરાબર

જીવન મુક્ત થઇ નિત્યમુક્તની, પરમ ગતિ તવ પામેજી;
પુનરાવર્તન૯ ત્યારે જાયે, પરમાનન્દ પદે વિરામેજી. ૧૩૭

૯ પુનરાવર્તન = મરવું ને અવતરવું એ રૂપી "ફેરાઓ"

નિર્ભયપદ શ્રીપુરૂષોત્તમનું, તે વણ[1] ન સંસૃતિ[2] વામેજી;[3]
શ્રીમદ્ ભગવદ્ગીતામાંહે, સ્વમુખે કહ્યું ઘનશ્યામેજી. ૧૩૮

૧ વણ=વગર ૨ સંસૃતિ=જન્મ મરણનું દુઃખ ૩ વામે=નાશ પામે

શ્રેષ્ઠાધિકારી નિશ્ચય કરી જાણો, પરબ્રહ્મને શોધીને જાણેજી;
કર્મ જ્ઞાન ભક્તિ રતિ થાતાં, અન્તે હરિરસ માણેજી. ૧૩૯
અચલ અખંડિત લીલા પ્રભુની, પ્રેમભક્તિયે પેખેજી;
હરિ ગુરૂ સન્ત અનુગ્રહે પ્રાપ્તિ, નિઃસાધની જન દેખેજી. ૧૪૦
નિત્યમુકત પણ સ્વતંત્ર ન હરિ સમ,[4] સ્વતંત્ર એક પુરૂષોત્તમજી;
અક્ષરાતીત સંયોગે કરીને, અક્ષર સદન[5] સર્વોત્તમજી. ૧૪૧

૪ સમ = બરાબર. ૫ સદન = ધામ.

અંશ કલા વ્યૂહ વિભૂતિ, તેમજ આવેશાદિ સમસ્તજી;
સર્વે ઉપર પરબ્રહ્મનો અધિક સદા, અધિક રહે દસ્તજી. ૧૪૨
હરિ તુલનામાં[6] સમ[7] નહિ કોઇ, અદ્વિતીય અનુપમ તેહજી;
જ્હેની જોડય કદા નહિ કો સ્થલ, કહે શ્રુતિ નિઃસંદેહજી. ૧૪૩

૬ તુલનામાં=સરખામણીમાં ૭ સમ = બરાબર.

સમ નહિ તો અધિક હોય કયાંથી, અપ્રતિમ જ્હેનો પ્રભાવજી;
દ્વિદલ રૂપ થઇ પ્રગટે ત્યારે, કૃપાથી કરે દર્શાવજી. ૧૪૪
નિજ સ્વરૂપમાં સર્વ ઉપસ્કર, વિદ્યમાન સૌકાળજી;
એક અનેક થવાને ઇચ્છે, ત્યારે સૌ ભાસે રસાળજી. ૧૪૫
અક્ષરદ્વારા સર્વ જગત્નો, પુરૂષોત્તમે કર્યો પ્રસારોજી;
અધિષ્ઠાનપણું પરબ્રહ્મે, તેણે હોય નિસ્તારોજી. ૧૪૬
હરિ સત્તામાં સર્વ પદવી, માટે સૌ તેના ગણાયજી;
તે પર અહન્તા મમતા કીધી, બાધક મિથ્યા જણાયજી. ૧૪૭

સંકલ્પ પણ સત્ય પ્રભુના, ન અન્યથા હોય લગારજી;
ત્યારે સત્પુરૂષની કૃતિ સર્વ, તે મિથ્યા ક્યમ હોય અસારજી? ૧૪૮
सत्य संकल्पतो बिष्णुर्नान्यथा तु करिष्यति ॥

સત્યપુરૂષના સંગ સમ્બન્ધે, સત્ય રૂપ સૌ કહાવેજી;
*નાસદીયસૂકતે સત્ શબ્દે, દશ્ય સૃષ્ટિ બોધ લહાવેજી. ૧૪૯
*નારદીયસૂકતે (પાઠાંતર.)

સ્થૂલ પદાર્થ સૂક્ષ્મરૂપમાં, અન્તર્હિત કરે ત્યારેજી;
પ્રગટ દશ્યે દેખાય ન તેથી, નાશ થયો કહો કયારેજી. ૧૫૦

જગત્‌ને બ્રહ્મનું પરિણામ, વેદાન્ત-સૂત્ર દર્શાવેજી;
અસત્ય કાંઈ કદા નહિ, એક વાકયે સમજાવેજી. ૧૫૧

સર્વેશ્વરની સત્તા તે પણ, તેનું રૂપ જ જાણોજી;
સત્તા સંગ વ્યાપક સમ્બન્ધે, તેનું રૂપ મન આણોજી. ૧૫૨

આવિર્ભાવ તિરોભાવ, એ ઉભય શકિત કહેવાયજી;
સુર દૈત્યના[1] રિપુ[2] બ્રહ્મ, શ્રીકૃષ્ણ સ્પષ્ટ લહેવાયજી. ૧૫૩
૧ દૈત્ય = રાક્ષસ. ૨ રિપુ = દુશ્મન.

ઉદયાચળથી પ્રગટ રવિ ભાસે, અસ્તાચળથી ન જણાયજી;
તેણે કરી શું નાશ સૂર્યનો? નિર્પક્ષિક ન્યાય ગણાયજી. ૧૫૪

ભગવદ્‌ગીતા માંહે ભાખ્યું, જીવ પણ છે નિત્યજી;
શરીર પંચતત્ત્વે લીનતા, માટે કહાવે સત્યજી. ૧૫૫

બ્રહ્મની પ્રગટ પરોક્ષ પ્રતીતિ,[3] વિજ્ઞાનીને થાયજી;
અણ અધિકારી, મૂઢ ન માને, તેહને નહિ તે દેખાયજી. ૧૫૬
૩ પ્રતીતિ = વિશ્વાસ, પારખ, ઓળખ.

સત્તાધીશથી સત્તા કહિયે, ન્યારી[૧] નહિ લગારજી;
સૌ શકિતમાં શકિતપતિની, શકિત અપરંપારજી. ૧૫૭
૧ ન્યારી = જૂદી.

એકજ દેવ સર્વ ભૂતમાં, ગૂઢ[૨] રહ્યા છે વ્યાપીજી;
સર્વ પ્રાણીના અન્તરાત્મા, તેમાં નિજ[૩] સત્તા સ્થાપીજી. ૧૫૮
૨ ગૂઢ = છાના ૩ નિજ = પોતાની.

અખિલ પ્રાણીમાં એકજ પ્રભુનો, નિશ્ચય છે નિવાસજી;
સાક્ષી ચૈતન્ય કર્માધ્યક્ષ છે, સૌમાં તેનો પ્રકાશજી. ૧૫૯

પ્રકાશ તાપનું કાર્ય કરે રવિ,[૪] શશી[૫] અમીથી કરે શીતલજી;
મેઘ[૬] વૃષ્ટિ કરે ભૂમિ ભીંજવી, વરસાવી મિષ્ટ[૭] જલજી.[૮] ૧૬૦
૪ રવિ = સૂર્ય ૫ શશી=ચંદ્ર ૬ મેઘ = વરસાદ ૭ મિષ્ટ = મીઠું
૮ જલ = પાણી.

સત્તા મળ્યા પ્રમાણે, સર્વ કાર્ય કરે એક એકજી;
અનેક રીતે સન્ત કરે બહુ, જ્ઞાની લહે વિવેકજી. ૧૬૧

વહ્નિ[૯]-જ્વાળા સર્વ પ્રજાળે[૧૦] શુદ્ધાશુદ્ધ તમામજી;
શુદ્ધાશુદ્ધ સૌ મેઘ પલાળે, વાયું વેગે વૃદ્ધિ કામજી. ૧૬૨
૯ વહ્નિ = અગ્નિ. ૧૦ પ્રજાળે = બાળે.

અવગુણ ટાળી સદ્‌ગુણ સ્થાપે, હરિરૂપી મર્મ જણાવેજી.
હરિ પ્રસન્નતા રીત દાખીને, સદ્વિદ્યાને ભણાવેજી. ૧૬૩

હરિ ગુરૂ ભકત ત્રણ્ય નામ રૂપ, તે તત્ત્વે જાણવાં એકજી;
ગુણધર્મો જુદા દેખીને, માનવા ન અનેકજી. ૧૬૪
"શ્રીહરિ ગુરૂ ભગવદીય એ ત્રણે એકજ સ્વરૂપ;
ત્રય ધારા જ્યમ સુરસરી, તેમાં ભેદ નહિ તદ્રૂપ."

સ્વર્ગ મૃત્યુ ને પાતાળ એ ત્રણ ઠેકાણે ગંગાજી વહે છે તોપણ તે એકજ છે એમાં ભેદ નથી. તેવી રીતે શ્રીહરિ, ગુરૂ ને ભગવદીયનાં ગુણ ધર્મો જૂદા હોવા છતાં એકજ સ્વરૂપ છે.

એકજ અનેક રૂપ ધરીને, ટાળે તિમિરાવર્ણજી;[૧]
માટે હરિ, ગુરૂ સન્તે પ્રીત ધરી, સેવવાં તેમનાં ચર્ણજી. ૧૬૫

૧ તિમિર = અંધકાર. આવર્ણ = આડ, પ્રતિબંધ.

સદ્‌ગુરૂ સન્તે શ્રીહરિ વસે છે, પ્રગટપણે ભરપૂરજી;
હરિ ગુરૂ સન્તે દ્વૈત મતિ થતાં, અજ્ઞાન વધે છે ઊરજી. ૧૬૬

અનન્તકલાનિધિ પુરૂષોત્તમ, મનોહર રૂપ ચરિત્રજી;
વિધિ ગુણ વિભૂતિ સ્વભાવે, કરે અદ્‌ભુત ચરિત્રજી. ૧૬૭

અતિ વિલક્ષણ દિવ્ય સૌ લીલા, ગૂઢ રહસ્ય વિચિત્રજી;
અત્યદ્‌ભુતનું પૂર્ણ પરાક્રમ, સુન્દર સુખદ[૨] પવિત્રજી. ૧૬૮

૨ સુખદ = સુખ આપનારૂં.

કર્મ-જડ ને શુષ્ક-જ્ઞાની, તે વેદ-રહસ્ય ન જાણેજી;
માટે પક્ષ ધરી કરે દુરાગ્રહ[૩] તત્ત્વ ન ઉરમાં આણેજી. ૧૬૯

૩ દુરાગ્રહ = ખોટો આગ્રહ ખોટી હઠ.

આદિ અન્તે હરિમાં સર્વે, સૂક્ષ્મ રૂપે સદાયજી;
બ્રહ્મથી ન્યારી ન વસ્તુ કાંઈ, આદ્યન્તે સર્વ કદાયજી. ૧૭૦

શુદ્ધાદ્વૈત—બ્રહ્મ—મર્મને, સમજવાને કાજજી;
વિવિધ ઠામથી[૪] સારગ્રહીને, વચનનો કર્યો સમાજજી. ૧૭૧

૪ વિવિધ ઠામથી = જૂદે જૂદે ઠેકાણેથી.

નાણાંની સંજ્ઞામાં સર્વે, મ્હોર રૂપીઆ પૈસા નામજી;
પાત્રાભરણ ને અમૂલ્ય વસ્ત્રો, હીરા માણેક કંચન[૫] ઠામજી. ૧૭૨

૫ કંચન = સોનું.

અવાન્તર ભેદે સાદૃશ્ય લેખે, આવે છે ઉપયોગજી;
હુંડી પેંઠ પરપેંઠ ને ચિઠ્ઠી, સૌમાં નાણાંનો યોગજી. ૧૭૩

તદપિ સૌમાં તારતમ્યતા, વ્યવહાર કુશળજન જાણેજી;
ઓછું વત્તું મૂલ્ય વિચારી, કિંમત ભાવ પ્રમાણેજી. ૧૭૪

પારસમણિમાં સાતે ધાતુ, તેનો સંગ છે નિત્યજી.
સ્પર્શમણિવત્ પુરૂષોત્તમ લહી, જ્ઞાની કરે ત્યાં પ્રીત્યજી. ૧૭૫

યદ્યપિ ધાતુની સંજ્ઞાએ, હેમ[1] રૂપુ તામ્રાદિ[2] એકજી;
તદપિ સૌમાં સુવર્ણ[3] શ્રેષ્ઠ છે, પારખુ[4] સમજે વિવેકજી. ૧૭૬

૧ હેમ = સોનું. ૨ તામ્ર = તાંબુ. ૩ સુવર્ણ = સોનું.
૪ પારખુ = ઓળખનાર, ચોકસી.

સૌ વર્ણમાં પણ વિશુદ્ધ કંચન, તેનું મૂલ્ય વિશેષજી;
ત્રિગુણ બ્રહ્મથી પર પુરૂષોત્તમ, જ્યાયાન શ્રેષ્ઠ પરમેશજી. ૧૭૭

સ્પર્શમણિને વસ્ત્રે વીંટો, મણિને કંઠે ઘાલેજી;
ત્હેને મણિનો પ્રકાશ મળે નહિ, અજ્ઞાન તિમિર નાં ટળેજી. ૧૭૮

નાગને મસ્તકે મણિ બિરાજે, દ્યુતિથી[5] મેળવે આહારજી;
નિરાવરણ[6] મણિને અજવાળે, પેટ ભરે ધિક્કારજી ૧૭૯

૫ દ્યુતિ = તેજ. ૬ નિરાવરણ = વગર આવરણનો. ખુલ્લો.

વેદ વિક્રય ને ભાગવત-વિક્રય, ઉદર ભરણને કાજજી;
તેની ગતિ ઉભય દૃષ્ટાન્તે પડે, ભવનિધિ ક્યમ પાજજી ? ૧૮૦

સર્વ પ્રકારનું અચલિત પૂર્ણ, સત્ય સુખ હરિ જાણેજી;
તે માયામાં નવ બંધાયે, પૂર્ણાનન્દ રસ માણેજી ૧૮૧

અહન્તા મમતા ભવ[1] સુખમાંથી,મન થયું હોય ભગનજી;[2]
તે કદિ ક્ષુદ્રાનન્દે[3] ન રાચે, રહે હરિરૂપ સુખે મગ્નજી. ૧૮૨

૧ ભવ = સંસાર. ૨ ભગ્ન = નાશ, ટળી ગયું. ૩ ક્ષુદ્ર = ઓછો, જુજવો.

નિર્વાસનિક[4] જે જન થાયે, સૌ સુખ હરિ ત્હેને આપેજી;
બ્રહ્માનન્દ ભજનાનન્દ દેઈ, કૃપાનન્દ દેઈ, નિજપદ સ્થાપેજી.૧૮૩

૪ નિર્વાસનિક=દરેક પ્રકારની વાસના વગરનો. પ્રકૃતિ જનીત-વાસનાઓથી રહિત.

ब्रह्मानन्दात्समुद्धृत्य भजनानन्द योजने ॥
लीला या युज्यते सम्यक् सा तुर्ये विनिरूप्यते। ॥

બ્રહ્મમય થઈ પરબ્રહ્મને ભજતાં, આનન્દરૂપ થવાયજી;
સનાતન મહાપુરૂષ કૃપાથી, નિગમાગમે[5] ગવાયજી. ૧૮૪

तन्मनस्कास्तदालापास्तद्विचेष्टिनास्तदात्मिकाः ॥
तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः ॥

૫ નિગમાગમે=વેદ ને શાસ્ત્રમાં.

વેદ પુરાણ ઇતિહાસ સમુચ્ચય, પંચરાત્ર સ્મૃતિ સારજી;
સંક્ષેપે સિદ્ધાન્ત સમજવા, પદ્યબન્ધે કર્યો વિસ્તારજી. ૧૮૫

પઠનપાઠન નિત્ય કરવાથી, મૂળનું રહે અનુસન્ધાનજી;
કહે **દયો** રસિક ભાવે ભજવાથી, મળે પૂર્ણાનન્દ-
—વિજ્ઞાનજી. ૧૮૬

---

॥ श्रीकृष्णः ॥

# " મૂર્ખલક્ષણાવલિ "

( કવિત બંધ )

## " કવિત "

---

શ્રીગુરૂ વલ્લભદેવ, કરૂં તેની ભાવે સેવ,[1]
વિઠ્ઠલેશ મહાપ્રભુ, સેવું સતત[2] નાથને;
કૃષ્ણપદપંકજમાં[3], મન અહોનિશ[4] રહે,
માગું હું એ ગુરૂદેવ, શુચિ[5] સર્વ સાથને;
"મૂર્ખલક્ષણાવલિ" આ, રીઝાવવા શ્યામ લખું,
મૂર્ખપણું તજી કદા, ગ્રહે હરિ હાથને;
શ્રીવલ્લભકુળમણિ, હરિજનશિરમણિ,
ગુણ તેના ગાઉં ગણી, દયો નમે નાથને. (૧)

૧ સેવ=સેવા. ૨ સતત=હમેશાં. ૩ પદપંકજમાં=ચરણ કમલમાં. ૪ અહોનિશ=રાતદિવસ, અહો=દિવસ. નિશ=રાત. ૫ શુચિ=પવિત્ર.

અંગરંગ નવરંગ, દેહ હોય જો અભંગ
તોય[6] હરિનામ નવ રટે, રજવાર[7] જે;
રંડીબાજી બાજી ખેલે, પાજી કાજ રંગ રેલે,
ગાજી ગાજી 'હું હું' ભણે, બળમાં ધિક્કાર એ;
હરિસેવ સાધે નહિ, સંત સંગ લાધે[8] નહિ,
જોરાળો જોરાળો ભાખે, ગર્ધવ[9] ગમાર[10] તે;

૬ તોય=તોપણ ૭ રજવાર=થોડીવાર. પળવાર. ૮ લાધે=મેળવે ૯ ગર્ધવ=ગધેડો. ૧૦ ગમાર=મુડથલ બોઘો.

**દાસદયો** આશ આણી, કથે કૃષ્ણ કેરી કાહાણી;
જોર૧ તોર૨ ત્યારે ફળ્યું, *જાણ્યા મુરમાર૩ જે. (૨)

૧ જોર=બળ. ૨ તોર=ગુમાન મિજાજ. ૩ મુરમાર=મુરનામના દૈત્યને મારનાર. શ્રીકૃષ્ણ. ગુમાર (પાઠાંતર) *ભજ્યા (પાઠાંતર)

રંગ્યું રચ્યું હોય વેણ, જાણે જેહ સુખદેણ,
ધર્મ ધ્યાન જાણે નહિ, મૂર્ખ શિરતાજ૪ છે;
જ્ઞાનવાન્ અંગ નહિ, રંગમાં અભંગ નહિ,
અમે ખરા તમે ખોટા, એહ મૂર્ખરાજ૫ છે;
આડંબર વારવાર, ગમાર શો કરે અતિ,
જાણે નહિ મૂઢ મતિ, કપરૂં૬ આ કાજ છે;
**દયા** પ્રિતમને નિંદે, શ્રીવલ્લભકુળ ન વંદે,
ધર્મગુરૂ થાવા મંડે, નહિ લવ૭ લાજ છે (૩)

૪ શિરતાજ=શિરોમણિ ૫ મૂર્ખરાજ=મૂર્ખનો રાજા. મૂર્ખનો સરદાર. ૬ કપરૂં=અઘરૂં. ૭ લવ=જરાયે. લગાર.

કરૂં પુણ્ય આજ હું, જે પુનર્જન્મ પામું નહિ,
શંકા ધરે એવી મન, તેહ ગાયભાઈ૮ છે;
ખેતી જઇ ખેડે નહિ, આશ ધરે મન એવી,
પાકશે કશું ન માંહી, મૂર્ખ કેરી માઇ છે;
પ્રારબ્ધનો વાદ કરે, યાદ૯ તજી ઇશ્વરની,
અનીશ્વરવાદી કેરી, યાદી૧૦ આ જણાઈ છે;
***દયા શ્રમ** રંચ૧૧ નહિ, સારાતણો સંચ૧૨ નહિ,
પ્રપંચનો પાર નહિ, દુભ્યો (દુભવ્યા) જદુરાઇ છે. (૪)

૮ ગાઇભાઇ=બળદ (ગાયનો ભાઇ) ૯ યાદ=જાણ ૧૦ યાદી=નોંધ. ૧૧ રંચ=લગાર. ૧૨ સંચ=સંચય. *દદાશ્રય (પાઠાંતર)

વર્ષ શત૧ પાંચ થયાં, બુદ્ધિબળ નાસી ગયાં,
તેજ તાન તૂટી ગયાં, કાકો કહે લોક તો;
પીયાર૨ તણો પાર નહિ, અંગમાંહિ સાર નહિ,
ઉંચું જોવા વાર નહિ, ખુંખું કરી ઓકતો;
તોય કહેશે વરૂં નારી, ભલે નવ થાય મ્હારી,
શાણી સેવા કરે સારી, ટળે માને શોક તો;
ભજનને ભાંડે સહી, માથાકૂટ માંડે કહી,
દાસ **દયો** મૂર્ખ કહે, તજે ત્રણ લોક તો. (૫)

૧ શત=સો ૨ પીયા=આંખમાં પાયા આવે છે તે.

અદ્વૈતને મત બાઝી, ચક્ષ૩ દીઠું નહિ માની,
ઇતિહાસ ના પિછાની, ભ્રમે૪ ભટકાય છે;
રાધારાણી કૃષ્ણદાણી, કહે મૂઢ૫ મિથ્યા એ તો,
વ્રજ મથુરા ન દેખે, કૂડી૬ જેની કાય૭ છે;
જગતને ભ્રમ માને, બ્રહ્મ થઈ પોતે પડે,
જ્ઞાનતણે ઘોડે ચડે, કહે કાળ ખાય છે;
જુવે નહિ લાગે૮ આતો, ઘર મ્હારૂં જોઉં જાતો,
રહું **દયા** જ્ઞાન ગાતો, ખત્તા ખાતો જાય છે. (૬)

૩ ચક્ષ=આંખ. ચક્ષ દીઠું=નજરે જોએલું. પ્રત્યક્ષ ૪ ભ્રમે=ભ્રમણામાં ૫ મૂઢ=મૂર્ખ ૬ કૂડી=ખરાબ. ૭ કાય=શરીર ૮ લાગે=બળે. "**अहं ब्रह्मास्मि**" કહેનારાઓએ આ "કવિત" વિચારવા જેવું છે.

વાદી બની વાદ કરે, ડરે નહિ મૂઢમતિ,૯
રતિ૧૦ ગતિ૧૧ હોય નહિ, કહે વિદ્વાન છું;

૯ મૂઢમતિ=મૂર્ખ. ૧૦ રતિ=પ્રીતિ પ્રેમ. ૧૧ ગતિ=પોહોચ

ભાષ્યકાર વલ્લભને, લેખે[1] નહિ વિઠ્ઠલને,
આગમનો[2] પાઠી બની, કહે બળવાન્ છું;
હારી જાય હરાયો, તે ફરે ભવ[3] ભટકતો,
તોયે નહિ અટકતો, કહે મતિવાન્[4] છું;
**દયા** મૂર્ખ માનો તેહ, પોહોંચ વિણ[5] પોહોળો થાય,
વર જોળો થાય જાય, કહે જ્ઞાનવાન્ છું. (૭)

૧ લેખે=ગણે. ૨ આગમનો=શાસ્ત્રનો. ૩ ભવ=સંસાર
૪ મતિવાન્=બુદ્ધિશાળી. ૫ વિણ=વગર.

શુદ્ધાદ્વૈત-વેદાન્ત "વિરૂદ્ધ વાદ કરનારે આ કવિત વિચારવા જેવું છે."

**क्वचित्पाण्डित्यं चेन्न निगमगतिः सापि यदि न ॥**
**क्रिया सा सापिस्याद्यदि न हरिमार्गे परिचयः ॥**
**यदिस्यात्सोऽपि श्रीव्रजपतिरतिर्नेति निखिलै-**
**र्गुणैरन्यः को वा विलसति विना वल्लभवरम् ॥ ४ ॥**
(સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત)

અનન્યાશ્રયનું યાન[6], ભુંડાને ન હોય ભાન,
તોય કહે એમાં શું'ય, શ્રીજી તો સમક્ષ છે;
લેખું[7] લખી જાણે નહિ, પેખું[8] કે'શે પૂરૂં હું તો,
તાલ *ઉડ ગણે વાગે, તોય કહે પક્ષ[9] છે;
કાવ્ય રસમાં નિપુણ[10], કવિ કેરી સાથ લડે,
અડે પૂછે[11] અવળાઈ, સાદ્યો કહે જક્ષ છે;
**દયા** મૂર્ખ પૂર્ખ[12] એવા, વલ્લભ વિઠ્ઠલ તજે,
ભજે નહિ ભક્તજન, કહે એવા લક્ષ[13] છે. (૮)

૬ યાન=વાહન. આશરો ૭ લેખું=લખાણ. નામું ૮ પેખું=પેટું
૯ પક્ષ=દિવસ ૧૦ નિપુણ=પારંગત ૧૧ અડેપૂછે="આડે પૂછડે.
આડો વ્હે" ૧૨ પૂર્ખ=પુરૂષ ૧૩ લક્ષ=લાખો.
*ઉઠ (પાઠાંતર) આડે પૂચ્છે (પાઠાંતર)

આવા મૂર્ખ છે અનેક,૧ થાય ગણતી ન તેની,
ભાજન૨ ભરેથી એક, દાણો તો જોવાય છે;
પરીક્ષા પ્રમાણ જડે, ઘાટ કોણ પછી ઘડે,
વલ્લભને જાણી અડે, ખરૂં તે ખોવાય છે;
કાંઇ નહિ કરે કોઇ, રાંડશા૩ રહે તે રોઈ,
ક્ષેત્રજ્ઞ ને ક્ષેત્ર એક, બીજ ક્યાં બોવાય છે?;
વૈષ્ણવે માન્યું પ્રમાણ, જુગો જુગ જાણ થયું,
**દયાના પ્રિતમ વિના, રાંડીને રોવાય છે.** (૯)

૧ અનેક=ઘણા. ૨ ભાજન=વાસણ. વાસણમાં ચોખા મૂકયા હોય તેનો એક દાણો ચાંપી જોવાથી બધા ચઢી ગયા છે કે નહિ તે તરત માલમ પડે છે. તેમ મૂર્ખાઓનો તો પાર નથી. મૂર્ખોના લક્ષણોનો તો આરો નથી. ગણાવ્યા તેમાંનું એકાદ લક્ષણ માલમ પડે તો તેને મૂર્ખ માનજો. ૩ રાંડશા=રાંડી-રાંડના જેવા.



॥ શ્રીકૃષ્ણઃ ॥

રસિક ભક્ત શિરોમણિ કવિવર્ય શ્રીદયારામભાઈ રચિત

# ગરબીઓ તથા પદો.



## ગરબી ૧

રાગઃ—શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, સામળીઆ વ્હાલા.

શ્રીહરિ વ્હાલા જેહને કહીએ, સાહેલી મ્હારી;
વૈષ્ણવ વ્હાલા ત્હેને લહીએ, સાહેલી મ્હારી. (૧)

નીકર[1] પાખંડ પ્રમાણો, સાહેલી મ્હારી;
શ્રમ કરે તે ઠાલો[2] જાણો, સાહેલી મ્હારી. (૨)

૧ નીકર=નહિ તો ૨ ઠાલો=ફોગટ નકામો.

શ્રીહરિ સેવે હરિજનને તરછોડે, સાહેલી મા'રી;
પગ પૂજે ને મસ્તક મોડે[3], સાહેલી મા'રી. (૩)

૩ મોડે=કાપીનાખે. છેદે.

નિર્મળ ભાવેથી સત્સંગ કરીએ, સાહેલી મા'રી;
દોષ કોઈના નાં ઉર ધરીએ, સાહેલી મા'રી. (૪)

જેહમાં ખાંનું શ્રીહરિનું દેખો, સાહેલી મા'રી;
પ્રભુ સરિખા તે'ને પેખો, સાહેલી મા'રી. (૫)

હરિજન જે'ણે સંતોષ્યા, સાહેલી મા'રી;
પુરુષોત્તમ તે'ણે પોષ્યા; સાહેલી મા'રી. (૬)

અંતરની વાત તો તે જાણે, સાહેલી મા'રી;
અંતરની વાત તો તે જાણે, સાહેલી મા'રી. (૭)
*હરિ-ભાવે હરિ-રસ માણે, સાહેલી મા'રી;

* હરિભાવે હરિરસમાણે=ભગવદ્ ભાવવાળા ભક્તો ભગવદ્ રસને માણે છે.

आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥
सोऽश्नुतेसर्वान्कामान्सहब्रह्मणाविपश्चिता ॥

ભક્ત ભગવંતની તોલે,[1] સાહેલી મા'રી;
ભક્ત ભગવંતની તોલે, સાહેલી મા'રી. (૮)
**દયો** કહે એકાદશમાં બોલે, સાહેલી મા'રી;

૧ તોલે=બરાબર. સરખા.

---

### ગરબી ૨

કામણગારી ત્હારી વાંસળી, કામણ કીધું છે ભારીરે,
કામણગારી............... ટેક.

મોરલીને નાદે મન મોહી લીધું છે, મ્હારૂં ગિરિવર ધારીરે;
ઘર ધંધો ગમતો નથી મુને, લ્હે લાગી છે ત્હારીરે,
કામણગારી............... (૧)

મોર મુકુટ શિર[2] સોહિતો,[3] કુંડલકી છબી ન્યારીરે;
ચતુરા ચપળ ચૂકી ઘણું ઘણું, મોહી રાધે પ્યારીરે.
કામણગારી............... (૨)

૨ શિર=મસ્તક ૩ સોહિતો=શોભિતો. સુંદર

મુરલીનાદ મધુરો સુણી, ચૂકયા સમાધિ ત્રિપુરારીરે;
સુરનર મુનિજન મોહી રહ્યા, કોણ માત્ર વ્રજનારીરે!
કામણગારી............... (૩)

તન મન ધન અર્પણ કરૂં, ચરણે કુંજ બિહારીરે;
**દયાના** સ્વામી તમો સામળા જીત્યા, ને અમો હારીરે.
કામણગારી............ (૪)

---

## ગરબી ૩

કામણગારે કામણ કીધું રે, હો કામણગારા;
બંસીમાં કામણ કીધું રે, હો કામણગારા. ટેક.
વેણ[૧] વજાડી વ્હાલે વનમાં તેડયાં,
ચિત્ત ચોરીને કાંઈ લીધું રે, હો કામણગારા. (૧)

૧ વેણ=મુરલી બંસી.

એરે મોરલીએ મ્હારૂં સર્વ વણસાડયું[૨];
મટુકી[૩] ફોડીને મહી[૪] પીધું રે, હો કામણગારા. (૨)

૨ વણસાડયું=બગાડયું. ૩ મટુકી=ગાગર ૪ મહી=દહી ગોરસ.

**દયાના નાથે** મને દયા કરી છે આજ;
સર્વે કારજ મ્હારૂં સીધ્યું[૫] રે, હો કામણગારા. (૩)

૫ સીધ્યું=સિદ્ધ થયું.

---

પદ. (૧)

મુરલીકેનાદ નારબ્રજકી બસ ભઈ હો;
બંસીકેનાદ નારબ્રજકી બસ ભઇ હો. ટેક.
બંસરી બજાઇ નાથ, ચકિત ભયો સકળ સાથ;
બ્રજ બનિતા વ્યાકુલ ભઇ, સાન[૬] બિસર ગઈ[૭] હેરી.
બંસરી.......... (૧)

બિબસ (પાઠાંતર). ૬ સાન=બુદ્ધિ. ૭ બિસર ગઇ=મારી ગઇ. ભૂલી ગઇ.

બંસીકો સખી સુન્યો સ્હોર;[૧] બૃન્દાબન આઇ દોર;
કદમ્બ છાંય ઠાડે હરિ, બંસરી બજે હેરી.
બંસરી.......... (૨)

૧ સ્હોર=અવાજ. સૂર.

બૃન્દાબન રચ્યો રાસ, બિધબિધ[૨] કિયો બિલાસ
નાચત મુરલીધર; સખી મુખસે તત્તથૈ હેરી.
બંસરી........... (૩)

૨ બિધ બિધ=ભાત ભાતનો.

દયા કે પ્યારે શ્રી કૃષ્ણચન્દ, સબકે મન કરત આનન્દ;
મેં મુખપેં કહા બરનોં, રતિ ગોકુલનાથ નૈ (નચી) હેરી.
બંસરી........... (૪)

નિત્ય=પાઠાંતર.

---

પદ. (૨)

બંસી ધર કાહોરે, હો બંસીવાલા;
ચક્રપાની તમે, બંસીધર કાહોરે; હો બંસીવાલા ટેક.

બંસી તુમ્હારી સુની, ભયી મેં દિવાની;
બંસીકે સર[૩] લગા, તન[૪] ઘાઓરે[૫].
હો બંસીવાલા (૧)

૩ સર=તીર. ૪ તન=શરીર. ૫ ઘાઓ=ઘા.

મોર ચંદ્ર શિર[૬] મુગટ બિરાજે,
કુંડલ કરન[૭] સોહાયોરે,　　હો બંસીવાલા (૨)

૬ શિર=મસ્તક. ૭ કરન=કાન.

બૃન્દાબનકી કુંજગલનમેં, તનન બંસરી બજાયોરે,
હો બંસીવાલા (૩)

દાસ **દયો** પ્રભુ સરન તિહારે,
ચરનકમલરસ પાયો રે, હો બંસીવાલા (૪)

---

પદ. (૩) રાગઃ—પ્રભાત ગુર્જરી મિશ્રિત.

હરિ ભજન કર વ્હેલો પ્રાણી, જન્મ જાય છે એળે[૧] રે;
ઘડી પલકની વાત ન જાણે, જે શું નિપજશે[૨] કાલેરે. ટેક.

૧ એળે=નકામો ૨ નિપજશે=થશે.

ઊંચા મન્દિર માળ રચીને, બેઠા મોજે મ્હાલેરે;
વરણાગીમાં વાંકા ફરતા, તેને સાહ્યા[૩] કાલે[૪]રે.
હરિભજન.......... (૧)

૩ સાહ્યા=ઝડપ્યા ૪ કાલ=મૃત્યુ. યમ.

મદ રૂપી મદ્યપાન[૫] કરીને, પરદારા[૬] શું ન્યહાલેરે[૭];
સ્વપ્ન તુલ્ય[૮] સુખ દેખી પ્રાણી, શું પડયો મોહની જાળેરે[૯].
હરિભજન.......... (૨)

૫ મદ્યપાન=સુરાપાન ૬ પરદારા=પારકી સ્ત્રી. ૭ ન્યહાલે=ટગર ટગર જોવું તે. ૮ તુલ્ય=જેવું. ૯ જાળ=ફાંસી. ફાંસ.

ક્ષણું ક્ષણું રથ હસ્તી[૧૦] ને ઘોડા, આગળ અનુચર[૧૧] ચાલેરે;
તે જન કાલ તણે કર[૧૨] આવ્યા, જે બેસી ફર્યા સુખપાલેરે.
હરિભજન.......... (૩)

૧૦ હસ્તી=હાથી. ૧૧ અનુચર=સેવક. ૧૨ કર=હાથ.

કુત્સિત[૧] કર્મ કરી ધન લાવે, નિજ કુટુમ્બને પાળેરે;
અંતે કો ત્હારૂં નહિ પ્રાણી, જ્યારે યમ કિંકર[૨] લઇ ચાલેરે.
હરિભજન.......... (૪)

૧ કુત્સિત=ખરાબ. ૨ કિંકર=દૂત.

માત તાત ને સગાં સહોદર[૩], કો બેલી નહિ અંતકાલેરે;[૪]
માત તાત ને સગાં સહોદર, કો બેલી નહિ અંતકાલેરે;
દયો ભણે પારકું શું પડયું છે?, તું ત્હારૂં સંભાળે રે.
હરિભજન.......... (૫)

૩ સહોદર=એકજ ઉદરમાં જન્મેલાં. ભાઇ બેન. ૪ અંતકાલે=મરણ સમયે.

---

જોટાનું:—પદ. (૪)

હરિનામનું નાવ[૫] ગ્રહીને, ભવસાગર[૬] પાર ઉતરનીરે;
અનેકવાર અવતરવું મરવું, તે ભયથી તું ટળનીરે. ટેક.

૫ નાવ=હોડી. ૬ ભવસાગર=સંસારરૂપી સમુદ્ર.

દુર્લભ મનુષ્યદેહ પામ્યો છે, હાવાં[૭] હરિભજન તું કરનીરે;
ચેતી લે નિશદિન[૮] ગોવિંદ ગા, પ્રેમે પ્રભુને મળનીરે.
હરિનામનું.......... (૧)

૭ હાવાં=હમણાં. ૮ નિશદિન=રાત દિવસ.

લોભ મોહ મદ મત્સર મૂકી, પર[૯]નિંદા પરહરનીરે;[૧૦]
અખંડ અદ્‌ભુત અવિનાશીનું, ધ્યાન હૃદયમાં ધરનીરે.
હરિનામનું.......... (૨)

૯ પર=પારકી. ૧૦ પરહરવું=છોડી દેવું.

અહંકારે તું અંધ થઇને, વાત કરે છે આડંબરનીરે;૧
પણ કાળ ખપ્પર કોઇને નહિ મૂકે, કૃષ્ણ ચરણ સ્મરનીરે.૨
હરિનામનું......... (૩)

૧ આડંબર=પાખંડ. ૨ સ્મરવું=ભજન કરવું. ધ્યાન ધરવું.

અશ્વ૩ ગજની૪ મૂકી સ્વારી, કયાં કરે છે ખરનીરે૫;
**દયો** ભણે હરિચરણ તજી, કયાં ભ્રમણ કરે૬ અવરનીરે.૭
હરિનામનું........ (૪)

૩ અશ્વ=ઘોડો. ૪ ગજ=હાથી. ૫ ખર=ગધેડો. ૬ ભ્રમણ કરવું=ભટકવું. ૭ અવર=બીજે ઠેકાણે.

---

**જોટાનું :—પદ. (૫)**

અનેક ભક્તનાં કામ કર્યાં પ્રભુ! ભક્તવત્સલ તમો કાહાવોરે;
દીનદયાળ કૃપાનિધિ૮ કેશવ, માટે દાસ કરે છે દાવોરે. (ટેક.)

૮ કૃપાનિધિ=કૃપા સાગર.

નરસૈંયાને હારજ આપ્યો, સાચી ભક્તિ જાણીરે;
ત્રિલોચનને મંદિર વ્હાલા, તમો ભર્યું છે પાણીરે.
અનેક........(૧)

ચંદ્રહાસ ત્રણવાર ઉગાર્યો, વિષ૯ ફેડી૧૦ વિષયા કીધીરે;
સબરીનાં (બદરી) બોર આરોગ્યા, કુબજાની અર્ચા લીધીરે.
અનેક........(૨)

૯ વિષ=ઝેર. ૧૦ ફેડી=મટાડી.

પરમ ભક્ત પ્રલ્હાદને કાજે, સ્થંભમાં૧૧ દર્શન દીધુંરે;
વિદુર ભક્તની ભાજી જમીયા, મીરાંનું વિષ પીધુંરે.
અનેક........(૩)

૧૧ સ્થંભમાં=થાંભલામાં.

અજામિલ બ્રાહ્મણ ઉદ્ધાર્યો, સુતભાવે[1] સ્મરણ કરતાંરે;
પાંડવ પાંચાલીને[2] રાખ્યાં,[3] લાખાગ્રહથી બળતાંરે.
અનેક....... (૪)

૧ સુતભાવે=પુત્રભાવથી. ૨ પાંચાલી=દ્રૌપદી. ૩ રાખ્યાં=ઉગાર્યાં; બચાવ્યાં.

અનેક ભક્ત એમ ઉદ્ધારીને, ચરણકમળ પદ આપોરે;*
દયો ભણે હરિ! હૃદયામાં, ચરણ તમારાં થાપોરે.
અનેક........(૫)

*ચરણકમળ પદ આપોરે=ચરણારવિંદની પાસે રાખોછો.

---

પદ. ( ૬ ) રાગઃ-કાફીઃ-મનજી મુસાફરરે, ચાલોને નિજ દેશ ભણી તેના જેટાનું.

મૂરખ ન સમજ્યોરે, આ મનુષ્ય દેહ ધરી; (ટેક.)
શી ગત થાશેરે, વદને[4] વધા[5] ન હરિ.

૪ વદને=મોઢે. ૫ વધા=ગાયા.

કરી કૃપા કેશવે, હિત જાણી, મનુષ્યદેહ તુંને દીધો;
અમૂલ્ય હીરો હાથે ચઢયો, તે તેં એળે[6] નાંખી દીધો;
અંધ કૂપે[7] પડીઓરે, દીપક[8] પાણ[9] ધરી.
મૂરખ........(૧)

૬ એળે=નકામો. ૭ કૂપ=કૂવો. ૮ દીપક=દીવો. ૯ પાણ=હાથ.

જનની ઉદર[10] જે વાર હતો, ત્યાં કહેતો છોડી ઘો શ્યામ;
ક્ષણું નહિ મૂકું મુજ રસનાથી,[11] નરહરિ ત્હારૂં નામ;
તે દીનવાણીરે, કયાં તું ગયો વીસરી ?
મૂરખ........(૨

બાર[1] ગમાવ્યા બાળપણમાં, પછી પત્ની પરિવાર;[2]
જોબન વીત્યું[3] આવી જરા,[4] એમ એળે ગયો અવતાર;
મૂઢ[5] ન સમજેરે, શું કહું ફરી ફરી ?
મૂરખ........(૩)

૧ બાર=બાર વર્ષ. ૨ પરિવાર=કુટુંબ કબીલો. છોકરાં છૈયાં.
૩ વીત્યું=પસાર થયું. ૪ જરા=ઘડપણ ૫ મૂઢ=મૂરખ.

बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत् तरुणी रक्तः ॥
वृद्धस्तावत् चिन्तामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥
भज गोविन्दं भज गोविन्दं भज गोविन्दं मूढ मते ॥
ચર્પટ પંજરી સ્તોત્ર. આદિ શંકરાચાર્ય.

આવી સુધા[6] કર[7], તે પરહરીને,[8] વિષય[9] હળાહળ[10] પીધું;
પ્રભુપદ સ્થાનક મૂકીને, તેં યમને નિમન્ત્રણ[11] દીધું;
ભવજલ[12] ડૂબ્યોરે, તું તુજ પાણ કરી;[13]
મૂરખ........(૪)

૬ સુધા=પ્રભુ ભજન રૂપી અમૃત. મનુષ્ય જન્મ રૂપી અમૃત.
૭ કર=હાથ. ૮ પરહરીને=છોડીને. ૯ વિષય=વિષય સુખ.
પ્રકૃતિથી ઉત્પન્ન થએલું સુખ. ૧૦ હળાહળ=ઝેર. ૧૧ નિમંત્રણ=
નોતરું. ૧૨ ભવજલ=સંસારરૂપી સમુદ્રમાં ( પાણીમાં )
૧૩ તું તુજપાણકરી=તું તારા હાથે કરીને.

*મધુમક્ષીની-પેરે રહ્યો શું, મોહ જાળમાં વળગી ?;
*શ્રીકૃષ્ણપદામ્બુજ આશ કરે તો, કર માયામનથી અળગી;
**દાસ દયો** કહે છે રે, એ ચિત્ત *માન્ય ખરી.
મૂરખ........(૫)

* મધુમક્ષીની પેરે=મધમાંખની માફક. *શ્રીકૃષ્ણપદામ્બુજ=
શ્રીકૃષ્ણચરણકમલ. માન (પાઠાંતર)

પદ. (૭) રાગ:—કાફી: મનજી મુસાફર રે, ચાલોને નિજ દેશ ભણી તેના જોટાનું.

પ્રેમ રસ તે પિયેરે, જહેમાં અતિ[૧] અનુજપણું[૨]
મોટાઈ ઘણી માઠીરે,[૩] સમજુ ન રાખે ક્ષણું ટેક.

૧ અતિ=ઘણું ૨ અનુજપણું=દાસપણું. ૩ માઠી=ખરાબ.

સુંદર સ્વાદ સર્કરા[૪] મધ્યે, દીઠી વેલુમાં[૫] વેરાઇ;
હસ્તી[૬] હુતા તે હારી ખસ્યા પાછા, તેને ગઈ પિપીલિકા[૭] ખાઈ;
મોટમ રખે રાખોરે, જે હું મ્હોટો બણું પ્રેમરસ (૧)

૪ સર્કરા=ખાંડ. ૫ વેલુ=રેતી. ૬ હસ્તી=હાથી. ૭ પિપીલિકા=કીડીઓ.

મ્હોટા વૃક્ષને ઘણું વિટંબણ[૮], પીડાય બહુ પેરે[૯] કરી;
સ્વપ્ને દુઃખ દેખે નહિરે, દૂર્વા[૧૦] સદા રહે હરીનીહરી;[૧૧]
સમજુ વિચારોરે, સુખ છે શામાં ઘણું ?. પ્રેમરસ (૨)

૮ વિટંબણ=પીડા. ૯ પેરે=રીતે. ૧૦ દૂર્વા=દાભ. ૧૧ હરીની હરી=લીલીનીલીલી. લીલીછમ.

કમલતણો મકરંદ[૧૨], તે મધ્યે, જે ભુક્તે[૧૩] જે સમીપે[૧૪] હોય;
ગુરુ[૧૫] દલ દૂર[૧૬], નિકટ[૧૭] દલ નાનાં, તેહ વિચારો સૌ કોય;
પ્રકટ[૧૮] જઇ પેખોરે[૧૯], જો હું જુઠું ભણું. પ્રેમરસ. (૩)

૧૨ મકરંદ=સુવાસ. ૧૩ ભુક્તે=ભોગવે. ૧૪ સમીપ=પાસે. ૧૫ ગુરુ=મોટાં. ૧૬ દૂર=વેગળાં. ૧૭ નિકટ=પાસે. ૧૮ પ્રકટ=જાતે. ૧૯ પેખો=જુઓ.

એ સિદ્ધાન્ત સમજવા માટે, કહ્યાં સર્વ દૃષ્ટાંત;[૨૦]
શ્રીહરિ પણ દીનબંધુ કહાવે, નથી નથી મિત્ર મહાંત;[૨૧]
માટે દાસ થાનીરે, તું તો નાનો અણુથી અણુ.[૨૨] પ્રેમરસ. (૪)

૨૦ દૃષ્ટાંત=દાખલા. ૨૧ મહાંત=મોટા. ૨૨ અણુથી અણુ=નાનામાં નાનો.

પદ. (૮)

ગ્રહે ગ્રહે[1] મન! હરિ પદામ્બુજ;[2]
ગ્રહે ગ્રહે મન! કૃષ્ણ પદામ્બુજ.

૧ ગ્રહે=ગ્રહણકર. જોડ. ૨ પદામ્બુજ=ચરણ કમલ.

શ્રીવ્રજરાય-નંદ-સૂનુ,[3] નરહરિ સુમરકર[4] ગ્રહે ગ્રહે (૧)

તન. (પાઠાંતર) ૩ સૂનુ=પુત્ર. ૪ સુમરકર=સ્મરણકર.

મન્મથ[5] તજ, ભજ ભવતારણ[6] હરિ,
રટ એ રસના[7] શીઘ્ર[8] હે! ગ્રહે ગ્રહે (૨)

૫ મન્મથ=કામદેવ. ૬ ભવતારણ=સંસારમાંથી તારનાર.
૭ રસના=જીભ. ૮ શીઘ્ર=જલદી.

સુર[9] દુર્લભ દેહ મનુષ્ય ધરી, પ્રભુ ભજ! કર આત્માનુગ્રહે
ગ્રહે ગ્રહે (૩)

૯ સુર=દેવતા.

અલ્પ[10]આયુ[11] ગત[12] પાખ,[13] હરિ! એ મ્હોટો વિગ્રહે,[14]
ગ્રહે ગ્રહે (૪)

૧૦ અલ્પ=થોડો. ૧૧ આયુ=આવરદા. ૧૨ ગત=પાછળનો.
ગએલો. ગતિ. ૧૩ પાખ=જો. ૧૪ વિગ્રહ=લડાઈ. આડા ખીલી.

ભવદધિ[15] તર **દયા**! દીનાનાથ ભજ, સુધાર્યાં[16] કારજ
સમગ્રહે!,[17] ગ્રહે ગ્રહે (૫)

૧૫ ભવદધિ=સંસાર રૂપી સમુદ્ર. ૧૬ સુધાર્યાં=સર્યાં.
૧૭ સમગ્ર=બધાં.

---

પદ. (૯)

જા, જા, હરિ પદપંકજ[૧] ચિત્ત !, જા જા. ટેક.

૧ પદપંકજ=ચરણ કમલ.

આત્મ સમીર[૨] રવિ[૩] ચંદ્ર રચ્યા,
વિધિ[૪] નાભિ અંબુજ[૫] સર જા જા. હરિપદ (૧)

અગ્નિ. (પાઠાંતર) ચક્ષુ. (પાઠાંતર)

૨ સમીર=પવન. ૩ રવિ=સૂર્ય. ૪ વિધિ=બ્રહ્મા. ૫ અંબુજ=કમળ.

સુર સનકાદિક પાર ન લહે[૬],
જેણે કામ ક્રોધ વરજ્યા[૭]. હરિપદ (૨)

૬ લહે=જાણે. ૭ વરજ્યા=છોડી દીધા. ત્યાગ કર્યો.

ધ્રુવ અમ્બરીષ, શુક વ્યાસ પરાશરે,
પ્રેમ ભક્તિથી ભજ્યા. હરિપદ (૩)
દીનદયાળ કૃપાનિધિ[૮] કેશવ,
સૌ ગાતાં મઝા, હરિપદ (૪)

૮ કૃપાનિધિ=કૃપાસાગર.

ભજ દયા, હરિ! ભક્ત તજશે નહિ;
રંક[૯] અથવા રાજા. હરિપદ (૫)

૯ રંક=ગરીબ.

---

પદ. (૧૦) રાગઃ—સોરઠ.

સર્વોપરિ[૧૦] ધામ હમારા હૈ,
જયાંહાં ખેલત નટબર પ્યારા હૈ. સર્વોપરિ ટેક.

૧૦ સર્વોપરિ=સર્વોત્તમ..

શિવ બ્રહ્માહુકી નાંહી ગતિ જ્યાંહાં;
ઔરતો કૌન બિચારા હૈ. સર્વોપરિ (૧)
નિરાકાર અદ્વૈત નિરંજન,
વિનસોં તો વે ન્યારા[1] હૈ. સર્વોપરિ (૨)

૧ ન્યારા=અલગ. જુદા.

મુક્તમાર્ગી મર્મ ન જાણે,
શુદ્ધ પ્રેમ સંચારા[2] હૈ. સર્વોપરિ (૩)

૨ સંચારા હૈ=પ્રસરી રહ્યો છે.

નિજ ઇચ્છાતેં નિજજન પાવે,
"નેતિ નેતિ" નિગમ[3] પુકારા હૈ. સર્વોપરિ (૪)

૩ નિગમ=વેદ.

આદિ બૃન્દાબન જ્યાંહાં નિત્ય લીલા;
જુગલ કરત થેઇકારા હૈ. સર્વોપરિ (૫)

" નિત્ય લીલા નિત્ય નૌતમ, શ્રુતિ ન પામે પાર. "
શ્રી ગોપાલદાસજી.

લલિત ત્રિભંગી છેલ ફાંકડો,
નટવર નાથ હમારા હૈ. સર્વોપરિ (૬)
પુરૂષોત્તમ એક પુરુષ **દયા** પ્રભુ;
ઔર સકલ બ્રજદારા[4] હૈ. સર્વોપરિ (૭)

૪ બ્રજદારા=ગોપીજનો.

---

પદ. (૧૧) રાગ લલાદી

**"નિશ્ચેના મહેલમાં,"** વસે મારો વાહાલ્યમો,
વસે વ્રજલાડીલો; જેરે જાયતે ઝાંખી[5] પામે, હે—જીલો ટેક.

૫ ઝાંખી=દર્શન.

ભૂલ્યા ભમે[૧] જે બીજા સદનમાં[૨] શોધેરે;
હરિ નાં મળે, એકો ઠામે[૩] રે. નિશ્ચેના (૧)

૧ ભમે=ભટકે ૨ સદન=ઘર. ધામ. ૩ ઠામે=ઠેકાણે.

"**સત્સંગ**" દેશમાં, "**ભક્તિ**" નગર છે રે,
"**પ્રેમની**" પોળ પૂછી જાજોરે;
"**ત્રેહેતાપ**" પોળીઆને[૪], મળી મોહાલે પેસજોરે,
"**સેવા**" સીડી[૫] ચઢીજ, ભેળાં થાજોરે. નિશ્ચેના (૨)

૪ પોળીઆ=છડીદાર. ૫ સીડી=દાદર.

"**દીનતા**" પાત્રમાં, "**મન**" મણિ મૂકીને, ભેટ ભગવંતજીને કરજોરે;
"**હુંભાવ**"[૬] "**પુંભાવ**"[૭] ન્યો છાવર કરીને,
"**શ્રીગિરિવરધર**"[૮] તમો વરજોરે. નિશ્ચેના (૩

મૂકીરે. (પાઠાંતર) શ્રીગિરિધરવર (પાઠાંતર)
૬ હુંભાવ=અહંભાવ. હું કર્તાપણું. ૭ પુંભાવ=પુરૂષાતનપણું.
૮ ગિરિવરધર=પર્વતોમાં શ્રેષ્ટ એવા શ્રીગિરિરાજજી તેમને ધારણ કરનાર.

એરે મંડાણનું મૂળ "**હરિ-ઈચ્છારે**",
"**કૃપા**" વિના સિદ્ધિ નાં થાય રે;
**પણ શ્રીવલ્લભ-શરણ થકી, સૌ પડે સ્હેલું રે;**
**દૈવી જન પ્રત્યે દયો ગાયરે.** નિશ્ચેના (૪

વેદ વિધિ શિવ શેષાદિ વંદિત, પૂર્ણ સર્વેશ્વરા હો;
ઇતિ સ્તવ કૃષ્ણ નીરાજન[1] સમયે, પઠન્તિ સ્ફુટ સુસ્વરાહો[2];
દયાનાથ સુ પ્રસીદ[3] ભવેત્[4] ધ્રુવ,[5] સુરાધિકેશ્વરાહો.
જય જય.......... (૧૦)

૧ નીરાજન=આરતી. ૨ સુસ્વરા=મોટે સાદે. ૩ પ્રસીદ=પ્રસન્ન. ૪ ભવેત=થાય. ૫ ધ્રુવ=તુર્ત.

---

# "આશિર્વાદ."



## "રિક્તો." (રેખ્તો)

રાગઃ—સુનિયે જુ હરિ હજરત બંદેકી અરજ હે......એ તરેહથી ગવાય છે.

ચીરંજીયો[1] સુખી રહો, તુમ સકલ હરિજન[2]
આનન્દ મંગલ અખંડ હરિમેં રહો મન. ટેક.

૧ ચીરં=નિત્ય. સદા. જીયો=જીવો. ૨ હરિજન=ભગવદ્ભક્ત. ભગવદીય. તાદ્દશીજન.

ભક્તિ પ્રેમ આસક્તિ, વ્યસન શ્રીવ્રજેશ;
ગુરુ ભગવદીય ભાવ સદા, દુખ કહો ન લેશ.[3]
ચીરંજીયો. (૧)

૩ લેશ=જરાપણ. તલપુરપણ.

કર્મ કાલ માયા ભય, જનમ મરણ જાઓ;
શુભમતિ[1] રહો સતત,[2] મન કુપથ[3] કબુ[4] ન ધાઓ.[5]
ચીરંજીયો. (૨)

૧ શુભમતિ=સારી બુદ્ધિ. સુબુદ્ધિ. ૨ સતત=હમેશાં.
૩ કુપથ=ખરાબ રસ્તે ૪ કબુ=ક્યારે. ૫ ધાઓ=જાય. દોડે.

સદ્‌ગુન સંતોષ સદા રહો પૂરન કામ;
એહી[6] આશિષ[7] દેત[8] દાસ **દયારામ.**
ચીરંજીયો. (૩)

૬ એહી=એજ. ૭ આશિષ=આશિર્વાદ. ૮ દેત=આપે છે.

---

ટીપ:–ડભોઈ વગેરે સ્થળે જ્યાં બેઠક થતી હતી ત્યાં **"મહામંગલરૂપ"** એ મંગલાચરણ પહેલું ગવાતું હતું. પદ કીર્તનો ગવાઈ રહ્યાં પછી અંતમાં આશિર્વાદાત્મક આ રેખ્તો ગાવામાં આવતો હતો. પછી આશરાનાં (આશ્રયનાં) પદો ગાઈ બેઠકની સમાપ્તિ થતી હતી. મંગલાચરણ પહેલું મૂકયું છે. આશિર્વાદ આપતો રેખ્તો છેલ્લો મૂકયો છે. આ પ્રણાલિકા પરમભગવદીય કવિવર **શ્રીદયારામભાઈના** વખતથીજ ચાલે છે.

॥ श्रीकृष्णः ॥

## " શ્રીદયારામ-પ્રેમીઓને "

# " જાહેર-વિનંતિ. "



ગુર્જર-સાહિત્યના સર્વોત્તમ-સાહિત્યકાર, ગુર્જર-ગરબી-સાહિત્યાચાર્ય **શ્રીદયારામભાઈ** એ ગુર્જર-સાહિત્ય વાટિકામાં અનેરો ટહુકો ટહુકી રસરસીઆં નરનારીઓને ગાંડાંઘેલાં કરી મૂકયાં હતાં. એ એ ટહુકો ન્હોતો વીરતાનો, ન્હોતો ભૌતિક પ્રણયનો, ન્હોતો પ્રકૃતિ-જનીત પિપાસાઓને પોષવાનો; પણ હતો અણદીઠ ને અનોખો પરમ પ્રેમ પરબ્રહ્મનો.

એ પરમ પ્રેમ પરબ્રહ્મે રાચતો મંજુલ ટહુકાર ટહુકયો ગુજરાતની વિલાસવતી કુંજે કુંજે, ઝૂમી રહેલી ડાળીએ ડાળીએ, ઝૂકી રહેલાં ફલોએ ફલોએ, મ્હેકી રહેલાં પુષ્પોએ પુષ્પોએ, રસભર્યા કયારાઓએ કયારાઓએ!

એ અનેરા ટહુકાને હજારોએ ઝીલ્યો, હજારોએ અપનાવ્યો, હજારોએ પચાવ્યો. હજુએ એ વેગવન્તા ટહુકાના ટહુકા મોળા પડયા નથી. હજુએ એ ટહુકાને હોંશભેર ઝીલવામાં આવે છે, આનન્દભેર અપનાવવામાં આવે છે, અંતરે ઉભરતાં ઉમંગભેર પચવવામાં આવે છે. એ ટહુકાને જેરવવો એ ઘણુંજ વસમું કાર્ય છે. જ્યાં સુધી એ ટહુકાની નાડ પારખી શકાતી નથી ત્યાં સુધી ભલભલા "ખાંઓ" અમૂંઝણના (મૂંઝવણના) મૂંઝારામાં ગોથાંખાઈ પછાડા માર્યેજ જાય છે પણ એની સાચી પારખ એ અચ્છા અચ્છા ખાંઓથી નથી થતીજ તે નથી થતીજ!

**શ્રીદયારામભાઈ** મહાગુજરાતના અમૂલ્ય રત્ન હતા. ઝવેરીમાં જેટલી પ્હોંચ હોય છે તેટલી તે રત્નની કિંમત આંકે છે. એથી કાંઈ

રત્નની પૂરેપૂરી કિંમત અંકાઇ ગઇ એમ નજ કહી શકાય! ઘણાએ ધુરંધર ઝવેરીઓના હાથે એ મહામોંઘેરૂં રત્ન ચઢયું છે, ઘણાએ કસોટીએ ચઢાવ્યું છે; પણ એની પૂરેપૂરી આંકણી આંકી શકયા નથી. એજ એ રત્નની અમૂલ્યતા સાબીત કરે છે. એવા અમૂલ્ય રત્નને જીવના જોખમે જાળવનારનાં શું શું વખાણ કરું! કે રાખનારના ભાગ્યની તો વાતજ ન થાય!

**શ્રીદયારામભાઈ** મહાગુજરાતના સ્પર્શમણિ હતા. એ સ્પર્શ-મણિના સમાગમથી હજારો લોખંડી હૃદયો સાવ સોના જેવા શુદ્ધ બની રસસાગરને રસહિંચોળે હિંચ્યા હતા. રસમન્દિરને રસઆંગણલે રમ્યા હતા. કહો જોઇએ ?, એમણા અક્ષર દેહે કોનાં હૈયાં પીગળ્યાબ્યાં નથી?, કોનાં મસ્તક ડોલાવ્યાં નથી?, કોનું અંતર વિશુદ્ધ બનાવ્યું નથી? કોના આત્માને પ્રભુતાના પન્થે પ્રયાણ કરાવ્યું નથી? "કહેએકો કાવ્ય વે તો કબિકો કલેજા હૈ" એ એમણી ઉકત્યનુસાર એમણા અક્ષરદેહથીજ એમણા હૃદયને સાંગોપાંગ પિછાની શકાય! પારખતાં અન્ધારપટના વિષમ અન્ધકારમાં ન આવી જવાય તેની ખાસ સાવચેતી રાખજો. જો જરા ગફલતમાં રહ્યા તો કયાંના કયાં કૂટાઇ મરશો. મહેનતના માર્યા મબારકીના રોગમાં સપડાશો. એવા વિષમ રોગમાં ન સપડાઈ જવાય તે માટે અંગત વિચારોને કોરાણે મૂકજો, વ્યક્તિગત માન્યતાને ઘડીભર બાજુએ મૂકજો. એમણી માન્યતાને, એમણા વિચારોને અનુસરતું વલણ રાખજો. તોજ તમે હૃદયને સાંગોપાંગ પારખી શકશો. તોજ તમારું નામ પારખુમાં નોંધાશે.

**શ્રીદયારામભાઈને** સાચા સ્વરૂપમાં ઓળખવા એ દરેકે દરેક દર્ભાવતીવાસીની ફરજ છે. એકે એક દર્ભાવતીવાસીને **શ્રીદયારામ-ભાઈને** માટે ગુમાન રહેવું જોઈએ; એ ગુજરાતની ગરવી ગોપીએ ભાવભર્યું, રસભર્યું ને દર્દ ભર્યું સાહિત્ય, જગત્–સાહિત્યમાં પીરસી અનોખીભાત પાડી છે, એમણા ગરબી–સાહિત્યે તો આડો આંક વાળી

દીધો છે. એમણું ગરબી–સાહિત્ય ગુર્જર–સાહિત્યનો મુકુટ છે. લાડસ ઘેલી લલનાઓનો ભાવતો ખોરાક છે. **દયારામભાઈ** એટલે ગુજરાતની ગુણિયલ ગુજરાતણ. એ લાડીલી ગુજરાતણે હોંશીલી ગુજરાતણો પેદા કરી છે. એ જુગજુની ગુજરાતણને માટે જેટલું કરીએ તેટલું ઓછું!

દર્ભાવતીના સોહામણા આંગણેથી રસિક **દયારામભાઈએ** જગત–સાહિત્યને અગાધ–સાહિત્યનો અમૂલ્ય વારસો આપ્યો છે. વારસો આપનારા આપી ગયા. એ વારસો સાહિત્ય–રસિક જનતાના ખોળે ધરવો એ દર્ભાવતી જનતાની, **"શ્રીદયારામ–સ્મારક–સમિતિની"** પહેલામાં પહેલી ફરજ છે. **શ્રીદયારામભાઈના** રસબસતા સાહિત્યના પ્રકાશન માટે દર્ભાવતી જનતા કશુંયે નહિ કરે? ત્યારે શું પગ ઉપર પગ ચઢાવીને બેસી રહેશે? બહુ દિવસ બેસી રહ્યા! હવે કુંભકર્ણની ઘોર ઉંઘમાંથી જાગો ભલા! કયાં સુધી ઘોર્યા કરશો? ઘોરવાને કાંઈ હદ હોય છે! ઘોરવામાં ને ઘોરવામાં તો બધુંયે ગુમાવ્યું, રહ્યું સહ્યું તો સાચવો! કે તેને એ જતું કરવું છે!

એકેએક દર્ભાવતીવાસીને માટે આ ખાતા વગરનું ઋણ છે. એ ઋણ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ચઢેજ જાય છે. એ ઋણને ફેડવા પ્રયત્ન તો કરો ભલા?, એ ઋણ એવા પ્રકારનું છે કે એને ફેડવા ગમે તેટલા પ્રયત્નો કરીશું, ગમે તેટલી સેવા કરીશું છતાં ઋણ ફેડયું છે એમ તો નહિજ કહી શકાય? એ તો આપણે મન વાળવાનું છે કે અમે કાંઈ કર્યું ને ઋણ ફેડયું? મનમાં ને મનમાં મનોરથો સેવવાથી શું દળદળ ફૂંકાવાનું છે?. એ વિચારોને કરણીમાં મૂકવાથી કાંઈ કરી શકીશું. જો કશુંયે નહિ કરો તો મનના મનોરથો મનમાં રહી જશે ને પછી પસ્તાવાનો આરોજ નહિ રહે!.

દર્ભાવતીવાસીઓ!, તમારે આગણે નોબતો વાગી રહી છે. વહેલા વહેલા જાગો ને સાહિત્ય–પ્રકાશનમાં મદદ આપી સેવાભાવી સેવક તરિકે નામ નોંધાવો. " **શ્રીદયારામભાઇને** માટે હું શું શું કરૂં, કેવા

પ્રકારે ઋણ અદા કરૂં "–આ પ્રકારની તમન્ના, આ પ્રકારની ધગશ દરેકે દરેક દર્ભાવતીવાસીના અંતરમાં રાત દિવસ રમ્યા કરવી જોઇએ. એની રગેરગમાં, એની નસેનસમાં, એના અણુએ અણુમાં, એના રોમે રોમમાં "**શ્રીદયારામભાઇનો**" નામધ્વનિ પાંગરવો જોઇએ, ઘડીએ ને પલકે **શ્રીદયારામભાઈનાજ** વિચારો આવવાજ જોઇએ. એમણો સારોયે અક્ષરદેહ એમણા હૃદયમાં રમવો જોઇએ. "એમણા સારાયે અક્ષરદેહનાં દર્શન કયારે કરૂં ?," આ પ્રકારના કોડ એના અંતરમાંજાગવા જોઇએ.

દર્ભાવતીના મનોહર આંગણેથી એ ગુજરાતના કોડીલા બંસીધરે થોકનાથોક ગ્રંથો સરજી રસસરિતા વહેવડાવી છે. એ રસભરી રસ-સરિતા હિન્દના ચારે–ખૂણે આનન્દભેર વહી રહી છે. એ સૈકાજુના સાહિત્યપર થરનાથર બાઝી જાય તે પહેલાં એને અમર બનાવો. અત્યાર સુધીમાં જેટલું સાહિત્ય બહાર પડયું છે તેનાથી પુષ્કળ સાહિત્ય અપ્રકટ છે. એ અપ્રકટ સાહિત્યને અને પ્રકટ થએલા અશુદ્ધ સાહિત્યને શુદ્ધ સ્વરૂપમાં "**શ્રીદયારામ–સ્મારક–ગ્રંથમાલાના**" પ્રગટ થતા મણકાઓદ્વારા નિરખવામાં, સાહિત્ય–રસિક જનતાના ખોળે ધરવામાં દર્ભાવતી–જનતાની ને **શ્રીદયારામ–સ્મારક–સમિતિની** શોભા છે. એથી એમ કહેવાશે કે ડભોઇ કાંઇ ઋણ ફેડી રહ્યું છે.

**શ્રીદયારામભાઇના** સાહિત્યનો બ્હોળો પ્રચાર થાય તે માટે "**શ્રીદયારામ–સ્મારક–ગ્રંથમાલાના**" ઠેરઠેર સભાસદો બનાવવા. પ્રકટ થતા મણકાઓને ભેટ તરિકે સભાસદોને આપવા. સભાસદોની ફી નક્કી કરવી. વંશપરંપરાના સભાસદ, " આજીવન " સભાસદ વાર્ષિક સભાસદ વગેરેનું ધોરણ નક્કી કરવું. પ્રચાર કમિટિ, પ્રકાશન કમિટિ, ફંડ કમિટિ, હિસાબ કમિટિ નીમવી. **શ્રીદયારામભાઇનું** સમ્પૂર્ણ સાહિત્ય બ્હાર પડી ગયા પછી ફાજલ રકમને એમના સ્મારકમાં વાપરવી, એમણું સ્મારક એમણા સિદ્ધાન્તને અનુસરતું થવું જોઇએ.

જે સભાસદો બનશે તે સાહિત્ય–પ્રકાશનમાં મદદ કરી શકશે.

" શ્રીદયારામ–સ્મારક–ગ્રંથમાલાના " મણકાઓને મેળવશે, છેવટે, તેમનો પૈસો સ્મારકમાં જશે.

**શ્રીદયારામભાઇ** પ્રત્યે સમ્પૂર્ણ ભાવ, પ્રેમ ને લાગણી ધરાવનાર સૌ કોઇ આ યોજનાને સફળ બનાવવામાં હોંશભેર સહકાર આપશેજ. અંતરે ઉભરતા ઉમંગભેર એજ આશા સેવતો લેખિનીને પૂર્ણ વિરામ લખવા વિનવુંછું.

લેખકઃ–
પરમ ભગવદીય કવિવર **શ્રીદયારામભાઈના**
પટ્ટશિષ્ય પ્રપૌત્ર,
**જોશી જીવણલાલ છગનલાલ,** એડવોકેટ.
મંત્રી.
**શ્રીદયારામ સ્મારક–સમિતિ, ડભોઈ.**

